# સન્માર્ગદર્શક.

ગુરૂવીષે

શુધ ગુજરાતી ભાષાથી

રચનાર,

## ઠક્કર ભીમજી રવજી.

ભાગ  ૧લો

દોહરો

પાખંડે પ્રકટીગયા મતવીચડી આગહાંય;
ભોળાના ભ્રમ ટાળવા સનમાર્ગ દર્શાય.

---

મુંબઈમધ્યે,
"જ્ઞાનદીપક છાપખાનામાં" શા ઉદેડાભાઈ
શીવજીએ છાપીઓ છે. શને ૧૮૭૩

કીમત રૂ૦॥=

# શન્માર્ગ દર્શક.

## ઈશ્વર પ્રાર્થના.

### મંગલાચરણ.

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

આરાધૂં અવિનાશિ ઇશ પ્રથમે, પરમેશ પ્રીતે પડૂં.
વિશ્વાધાર વિશાળ વિશ્વ પતિને, સાષ્ટાંગ ચર્ણે પડૂં.
પ્રીતેથી પછિ પ્રાર્થૂ જગતજનની, સિદ્ધે શ્વરી શારદા;
વીણા પુસ્તક ધારિણી વિજયથી, હુંસાસની માસદા. ૧
જેનો છે જસ ચૌદ લોક સ્થળમાં, દેવો સહૂમાં અતી.
વ્યાસાદીક વળિ વાલમીક મુનિને આપી પ્રસાદી મતી.
જેથી ગ્રંથ ગુથાવિયા જનનિતેં, મોટાજ મોટા બહૂં;

વેદો ભારતને પુરાણ રચિયાં, તારી કૃપાથી સહૂ. ૨
ભાવે ભારતિ ભક્તિ હૂં અતિકરૂં, વાણી રસાળી ભણૂં.
તેવી તૂંકર પ્રેરણા પતિતને, દે જ્ઞાન ગુઢૂં ઘણૂં.
ભોળા ભાવિક ભાન સાનતજિને, ભર્મેજ ભૂલ્યા ફરે;
મિથ્યા વાદ વિવાદ મૂરખ કરે, જાણે પશૂને ખરે. ૩
ધર્માચાર ભિમાન મોહ મદથી, મિથ્યાજ ગાજે ઊરે,
વર્તેતે વ્યભિચારિ દંભ ગુરૂથી, દંડાઇ દુઃખે ઝુરે.
તેનો આ શુભ દાખલો સરવને, દેવાજ દેમાં મતી.
માગુ આજ નમાવિ શીશ તુજને, વાણી ખરૂં શોભતી. ૪



---

# ગુરૂસ્તુતી.

## श्लोक.

ब्रह्मानंदं परमसुखदं, केवलं ज्ञानमूर्त्तीं
द्वंद्वातीतं गगन सदृशं, तत्व मस्यादिलक्ष्यं
एकं नित्यं विमल मचलं, सर्वधी साक्षि भूतं
भावातीतं त्रिगुणरहित्तं, सद्गुरुं तंनमामि

બ્રહ્મરૂપ્યુ આનંદ પામેલ. અત્યંત સુખ આપનારા. કેવળ જ્ઞાનની તો મૂરતીજ, દ્વૈત ભાવથી રહીત એવા. અને આકાશવત નિર્મળ એવા. અને તત્વં મસી એવો જેમ્હા. વાયે કે કરીઓ ડખાએ તે. એક નીત્ય મળ વગરનાં અને અચલ શરવ પ્રતીનો સાક્ષીરૂપ ભાવ અભાવથી અને. એવા [ત્રણ ગુણથી] રહીત. એવા જે સદગુરૂ તેને નમુંછું. ૧

### ત્રિભંગી છંદ.

તેં ગુરૂપદધારયા અધમઉધારયા સેરસુધારયા બહુસારા ॥
સહુશ્રોતાસારયા જ્ઞાનઉતારયા જીવનમુક્તકરી તારયા ॥

મન પ્રેમ મગન્ન કહું ધનધન્ય અમુલ્ય રતન ગુણોં તારા ॥
જયજે કરશન્ન સદાપરશન્ન પ્રફુલ્લિતમન્ન ગુરૂમારા ॥ ૧ ॥
નિત કથાપ્રસંગેં સરસઉમંગેં રેડતરંગેં રસધારા ॥
શુભ ગંગતુરંગેં છંદસુરંગેં સંગેંસંગેં ગુણસારા ॥
એસહુસતસંગેં પ્રભુરસરંગેં અદ્વૈતરટના રટનારા ॥
જયજે કરશન્ન સદાપરશન્ન પ્રફુલ્લિતમન્ન ગુરૂમારા ॥ ૨ ॥
અગણિતનરનારી બોધઉતારી ત્રશ્નામારી તેંતારી ॥
તું ગ્રસ્થસંસારી એકવ્રતધારી શહુદુનીઆપર ઊપકારી ॥
એ અમૃતવાણી અમિરસજાણી પાનકરે પ્રભુનાંપ્યારા ॥
જયજે કરશન્ન સદાપરશન્ન પ્રફુલ્લિતમન્ન ગુરૂમારા ॥ ૩ ॥
સહુપંડિતભૂષણ રંચનદૂષણ અંગઆભૂષણગુણ સારા ॥
સહુસંદેટારી અનુભવસારી મુક્તકરયાંનિ જનાંપ્યારા ॥
વેદોક્તસભાપર અમલઇ સહુ શ્રોતાનાંકાર જસારયા ॥
જયજે કરશન્ન સદાપરશન્ન પ્રફુલ્લિતમન્ન ગુરૂમારા ॥ ૪ ॥
આડત્રિપુંડ્ર ભાલબિરાજે રૂદ્રાક્ષ ઉદપરધારી ॥
ઘટઘટઘટઘટજ્ઞાનગૂટાવે પુર્ણપ્રભુકોય અવતારી ॥
મમતારેત્રશ્ના રંચનહીંજન શહુ શત્રુમનથી મારયા ॥
જયજે કરશન્ન સદાપરશન્ન પ્રફુલ્લિતમન્ન ગુરૂમારા ॥ ૫ ॥
મોટાસંન્યાસી તીરથવાસી વેદઉપાસી રહેસંગેં ॥
આતમઅવિનાસી અખિલબિલાસી નિત્યપ્રકાસી નેંરંગેં ॥

બદનહૂલાસી અંબુજહાસી સીંચતઅમ્રત મુખદ્વારા ॥
જયજેકરશન સદાપરશન પ્રફુલ્લિતમન ગુરૂમારા ॥ ૬ ॥
ગુરૂ ગ્યાનતમારો ગુહનગાડો વેદવગાડે નગારા ॥
શહુ શ્રુતિસાંખભરે જગમાંહોય હગેનકોડી હગારા ॥
રાતદિવશ અભ્યશ શશીનેમથી મથિમથીમથી મથનારા ॥
જયજેકરશન સદાપરશન પ્રફુલ્લિતમન ગુરૂમારા ॥ ૭ ॥
મન મોહનિવારણ ભવજલતારણ સદ્યવિચરર સુણીતારા ॥
અત્યંતભાવે સરળસ્વભાવે છંદરચ્યાં એવાસારા ॥
પ્રભૂનાંબાના રહેનછાના ભીમેંજોપેં નિરધાર્યા ॥
જયજેકરશન સદાપરશન પ્રફુલ્લિતમન ગુરૂમારા ॥ ૮ ॥

## ધ્રુપદ ભજનમાળા



### રાગસમેઆનુસાર (આશાવરીશારંગવગેરે)

અજર અમર ઓંકાર ચર અચરન ભરન હાર
અચલ અમલ કરન ધરનિ ધરન ચરન બંદો
અગનિત ગુન ગનેન જાત પ્રબલ બુદ્ધિ બલ આગાધ
સુર નર મુનિ રટત જાહિ ત્રિભુવન પતિ બંદો

ઘટ ઘટ ઘટ ઘટિત રૂપ અખિલ બ્રંહ્માડ ભૂપ
ચૌદ લોક મય સ્વરૂપ નિરગુન પ્રભુ બંદો
સાર માત્ર તુંજ સાર નિરંજન નિરાકાર
નારાયણ નિર્વિકાર સદા કાલ બંદો

## દોહરા

નવિન ગ્રંથ કવિતા નવિન, નવિન કથન ગદ પાદ;
નવિન તાન સુર ભેદ થી, રચ્યો સુ ગ્રંથ આબાદ ૧
જુગ નવિન નવલો સમે, નવિન સમેનો સાજ;
નવિન નવિન રચના રચી, નવિન કરો શુભ કાજ ૨
જ્ઞાની વણ ગુણ કો કલે, ગુણિ વણ કલે ન તાન;
મુરખ વણ અપમાન નહિ નહિ પંડિત વણ માન ૩
ગુણિજન નો ગુણ શુ કરે, જાં મુરખનો જોર;
જુઓ પવનના રાજમાં, પંડિત ચારે ઢોર. ૪
અર્થ ન સમઝે એક તે, તર્ત પડે તકરાર ;
અનુભવિ નહિ આતમતણો, સો મુરખ સરદાર. ૫
વાણી વિમળ વેદાંતની, કવિએ કરી ઊચાર ;
સજ્જન શ્રોતા સુમઝરો, મુરખ રાખે પ્યાર. ૬
નથી અદેખાઈ હરશા, કદી કોઈથી વેર ;

સજજન સંકટ કાપવા, કવિયે કર્યો ઢંઢેર. ૭

જોતાં જુલમ જરૂરનું, જડ પણ પામે ત્રાસ ;
પરનું સંકટ જોઇને, કરે મૂરખા હાસ. ૮

સન મારગ સમઝાવિના, અન કહિ અળગા થાય ;
જેમ જીંદાના વાંદરા, શીખવ્યા નાચે ગાય. ૯

રવિનો મેરૂ જીતવા, કરે વાગળાં સોર ;
ધરમ ઠગો કળિ કાળના, ઘાલે ગુરૂનો ડોળ. ૧૦

ઊચ્ચ પુરૂષનો ડોલ લઇ, કરે નીચનું કામ ;
કુંભી પાકે તે પડે, પાપી ખોર હરામ. ૧૧

દેખે સો દ્રસ્ટી વડે, દુઃખ ભર્યો દેખાવ ;
ટક ટક ઊભા સો જુએ, જેવા બાજીરાવ. ૧૨

મરને મર કેતાં મરે, ભરમે ભરમ્યા વીર ;
મોટા મોટા માનવી, પિયે પોતિયાં નીર. ૧૩

શું છે કુદરજ ગુસાંઇની, શું છે ગુરૂ વિવેક ;
એ વાતો સમઝા વિના, કોકટ રાખે ટેક. ૧૪

મોઢે મોઢાં બાંધિને, મેઢા ચાલે જેમ ;
ખાડામાં પ્હેલો પડે, પડે પાછલા તેમ, ૧૫

છતૂં જાણિ છાનારહે, કરે પાપિનો પક્ષ ;
તે ભવસાગર શૂં તરે, નથી સદ્ગુરૂ લક્ષ. ૧૬

કામ ક્રોધ મદ લોભથી, માયાનાં અંકૂર ;
આશા અનઘડ અંતરે, તૃષ્ણા સરિતા પૂર. ૧૭

ધાલી પીછાં મોરનાં, ભલે કાગડા જાય ;
શાણા નર સામા રહે, મૂરખ દુખિયા થાય. ૧૮

આરાધૂ અવિનાશિને, સો સો કરૂં સલામ ;
ભવસાગર તરવાતણું, દો ભોળાને ભાન. ૧૯

ભરમાયા ભટકે બહૂ, જોતાં આવે ત્રાસ ;
ફરે વિચારો તે તણા, જેમ ફર્યો હરિદાસ. ૨૦

---

એક હરિદાસ નામનો વાણીઓ ઉજેન નગરીનો રેહેવાસી હતો તે નીચેની સ્થિતી પ્રમાણે વર્તતો હતો.

## હારીગીત છંદ.

ઉજેણ નગરીમાવશે હરિદાશ શુત મોતીતણો
જડજ પટ ધ્રુડવી ચારનો શંવિભર્યો મનમાગણો
માટી લીએ મણ હાથધોવા શ્નાન શાત શમેકરે
અનકુલ ધર્મો પાડતો અભીમાન અંતર માધરે ૧
નતદાન પુન યથા કરેપણ વર્થ જેવોવાપરે
શમજેન પાત્ર કુપાત્રતે અનમાંન કરતા મનદરે
શાદન શદય પ્રપંચના ભક્તિ કરેજન જાણવા

નવનધ શેવાશેવતો વીવેક બ્હાર વખ્યાણવા ૨

મોટા તિલક માળા ગળામાં, સાઠ છાપા ચોડતો ;
ભટકાય ઠામો ઠામ, ભૂલ્યો રોજ રસ્તે દોડતો.
નિત નેમ પૂર્વક ઊઠિને, પરભાત વનમાં પર હરે
ફૂલફુલ લેવા પ્રભુ અર્થ, શેવા શરવ હાથે કરે ૩

વ્રત પાળતાં હરિદાસને, બહુ વર્ષ ત્યાંવીતી ગયાં ;
વીતી યુવાની વાતમાં, કાળે કરી વૃધ તે થયાં.
એવા સમામાં એક દાડો, આશ્રતી કૌતક થયો ;
હરિદાસ મૂકીવાસ, અરધી રાતનો ઊઠી ગયો. ૪

ફૂલ પત્ર કાજે પરહર્યો તે રાત મારગ ભૂલિયો ;
અતિ શ્રમિત થૈ એવે સમે, હરિદાસ ત્યાં ઊંઘીગયો.
ઉઠી પ્રભાતે જોયતો, જંગલ ઘણૂં નજરે પડયું ;
દેખાવ જોતાં તેતણો, હૈડૂંજ તેનૂં ખડ ખડયું. ૫

---

એકદાહાડો હરીદાસ અરધી રાતે ચમકીને ઉઠયો કોન-જાણે તેને ચાંચણ કરડયા હશે કે શું તેથી તેને ઉંઘ આવી નહીં અને મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે રાત થોડી રહી હશે માટે આપણે ફુલ વીણવાને ચાલતા થાઈએ તો ઠીક એમ વિચારી ને હરિદાસ ફુલની જોલી ઉપાડી ચાલતો થયો. આગળ જાતાં અફીમના જોકામાં રસ્તો ભુલી ગયો પછી જ્યારે તેમને ઘેન ઉતરી ત્યારે મોટા અઘોર વન નજરે

પડયુ અને સિંહ ચિત્રા વગરે મોટા જાનવરોના આઘોર શબ્દ કાને પડવા લાગ્યા. અને હરિદાસ મનમાં બીતો થકો વિચાર કરેછે કે આજ તો રખે શ્રી ઠાકોરજી ગઉ લોકમાં લઇ જાય ( એટલે તેને પોતાના જીવની બારે ધાસ્તી લાગી તેથી ત રાત્રીના ત્યાંજ પડી રહ્યો. ને શવારના ઊઠીને જુએ તો, આવો દેખાવ જોયો.

## ઝૂલણા છંદ.

ઊગિયો ભાણ, આકાશમાં એ સમે, જયોતિ પ્રગટી હરિદાસ જાગ્યો
દેખિ દેખાવ, દારૂણ, જંગળ તણો, અંતરે કંપવા આપ લાગ્યો
ગિરિ શિખને ગુફા, ઢેર માટીતણા, આડિ ઊચાણ, પાતાળ ખાડી
આકડા બાવળાં, લીમડા ખાખરા, ઝાંખરા બાંખરા ઝુડ ઝાડી ૧
હેમ મીશાલ, તંબૂ તણયો આભમાં, ચંદ્ર તારા કળા આસ્ત પામી
વાદલાં પરં હર્યાં, પ્રાણિયો પોશવાં, રવિ કિરણ આવિ રહિ આંખસામી
લ્હેર મીઠી ઘણી, વાય વાયૂ તણી, પ્રાણિનો પ્રાણ ઊલ્હાસ પામે
વન તણા ખગ મૃગો, ખાજને ઓળતા દોડતા દેખિયા ઠાંમ ઠામે ૨
ધાર ઝર્ણા ઝરે, ધાસ ગાયો ચરે, વાગળા ધુવડ ભયભીત નાસે
હરણ હરણી તણા, ઝૂડ સાથે મળી, આવિ ઊભાં રહ્યા આંખ પાસે
યૂથ હસ્તી તણા, દૂર દરસે ઘણા, સિંધના શબ્દ બેકાર ગાજે
વાંદરા જોઇ, હરિદાસને આવતો, પૂછડાં ઊચકી નાચ નાચે ૩

કાગડા કકેરે, ચકલિયો ચર ચરે,માખિયો મધતણી ડંગ ચોડે
બાજ શીંચા ઊિઆં, ગીધ શમડા મળી, ઊડિ આકાશમાં તાન
તોડે
ઝાડિના જીવ, જોતાં જુગત થાયને, ટીડના ટોડ વરસાદ પોડે
ક્રોડ જંતૂ તણોં, નાશ જોતાં વળે, એક હરિદાશના પાય હોડે ૪

---

એવો. માહા ભયંકર આઘોર વનનો દેખાવ જોઇને
હરિદાસને ઘણી તરેની ચિંતા ઊતપન થઇ ને મન
માં સોચ કરેછે કે હવેહુ મારે ઘેર કેમ પોહોચીશ.

## હુસાળ છંદ.

જોઈઝાપો થપો, ત્યોંજ ઊભોરહ્યો, વદે હરિદાસ પ્રભુકેમ થાસે,
વિકટ વનમાં વહ્યા આવિય આપણે કહો હવે આજ ગરકોણ
ન્હાસે
રાજનો ભોગ પ્રભુ કેમ આરોગસે આરતી કીર્તનો કોણ ગાસે
પિરશિને થાળ બેઠી હસે પ્રેમદા છોકરાં એકલાં કેમ ખાસે
એમ વીચારમાં થઈગયો વેખળો હે પ્રભુ હવે ઘર કેમ જાસૂ
જડ થડે દેહને હાથ પગ થર થરે આંખમાં ધાર ચોધાર આંસૂ
પંથ ઊ નજેણુનો કોણ દેખાડસે ભોમીયા કોણને પૂછિ થાસૂ
એમ વીચારિને ધીર મન ધારિને જોયું ઊંચે ચઢી આડુત્રસૂ
ડાકિ ઊચીકરિ દૃષ્ટિ નીચીધરી તો નજર જઇ પડી સ્વરછ ઠામે

હરિત ભૂમો સઘન કુંજ ઘેવર ઘટા ચિત્ર વિચિત્ર ઋષિરાજ ધામે
માલતી મોગરો કેતકી કેવડો ફોર ફરકી રહી નાક સામે
સ્વર્ગ થી શોભતી રૂડી રચના ઘણી માનવી મંન ઉલ્હાસ પામે
જાંણિઋષિધામ મન આવિગઈ ધર્ષા કેમ મારા થકી ત્યાં જવાસે
જોગિ જંગળ તણો હોય અંનમાર્ગો શીશ જઈ કોણ તેને ધુણાસે
આપણે જાઈ જોગી કને ઊભશૂં પૂછશૂં પંથ તો વાત થાસે
વરકતો જાણસે વાત જોગી તણી તો તિયા આપણી લાજ જાસે
એમ વીચારતો મરમને મારતો જોગીની પાસ પણ જરૂર જાવુ
આપણે કામ એના થકી કેટલું પૂછિને પંથ ઝટ બહાર થાવુ
ખબર નહિ આપસું કોઈને ખાંતથી કાલજો કૃષ્ણ શ્રીકૃષ્ણ ગાવુ
એમ વીચારતો પંથમાં પરહર્યો આવિયો છેક ઋષિધામ સામો

---

હારિદાસ રૂશીનો એવો રમણીક આશ્રમ જોઇ ને મનમાં ઘણો ઉલ્હાસ તો થકો એક વૃક્ષની નીચે ઉભોને જોયાં કરે છે તો આવો દેખાવ તેને નજરે પડતો હતો

**છંદ તોટકો**

મુનિ આશ્રમ જોઇ વિચિત્ર ઘટા
પ્રપુલી દ્રુમ ભાર અઢાર લતા
તન શાંત થયો હરિદાસ તણો
મન રંજન મારગ જોઈ ઘણો

કદલી વન જંબુક આંબ તણા,
ફળ જાફળ શ્રીફળ સુંફ ઘણા;
ફણસો અનનાસ સિતાફળ જ્યાં,
હરિ દ્રખ્ય અંજીર ગફુર્જન ત્યાં. ૨.

ફુલ વાડિ તણી રમણી રચના,
નવ રંગ બિરંગિત ફૂલ ઘણા;
બહુ ડોલર બોલ શરી તુલસી,
જુઇ જાઇ ગુલાબ ઘટા હુલસી. ૩.

ગુલ પાસથિ વાસ ચમેલિ ભલી,
ચરચાયિ રહી ચિત ચંપ કલી;
નવ પલ્લવ નાગર વેલ ફળી,
રણિ આમણિ લ્હેર લવીંગ કળી. ૪.

સુક સારસ હંસ ચકોર ઘણા,
મધુરા ટંઉકે સુર મોર તણા;
કપિ જંબુક રીછ મૃગાધિ પતિ,
વછરા સસલા મૃગ એક મતી. ૫.

મન રંજન આન સરોવરમાં,
જળ નિર્મલ ક્ષીર સમુદ્ર સમાં;
સરિ આત સદાવ્રત સાધુ તણા,
જન આવિ કરે વિશ્રામ ઘણા. ૬.

એવો ધામ જોઇને હરિદાસ ઘણો પ્રસન્ન થઇને મનમાં વિચાર કરેછે કે આપણે તો એટલા દાહાડા એમ જાણતા જે પૃથ્વી પર કોઇ સાચો મંત પુરૂષ હશેજ નહી પણ આ તો ખરેજ જેવો વેદ પુરાણોમાં વર્ણન થાયેછે તેવો જ જોગેશ્વરનો આશ્રમ જોવામાં આવેછે વાસ્તે આપણે આપણા મનની બધી ભ્રાંતી મુકીને જોગેશ્વરની પાસેજઇ તેને બોલાવીએ તો કોઇભી પેરે પોહોચવાનો મારગ નીકળશે એમ વીચારી જોગેશ્વરની પાસે નમન કરીને કેહેછે

### પદ રાગ આસા

મારા જોગીજી મેહેરાજ, તારા દરશ પરસ બલીહારી

મામરા જોગીજી ટેક

ચંદન માલ ગલે મૃગ છાલા શેલી શૃંગી સારી

પાંચો કેસ પ્રફુલિત કાયા જટા જુથ સિર ધારી—મારા. ૧

નેનાં મુંદ વાઘંબર ઓઢે બેઠે આસન મારી

અંગ વિભુતી ડગમગ ડમરૂ લાગી હરિસોં તારી—મારા. ૨

વદન કમલની કાંતી ઉપર સો દધિસુત દર્ગ વારી

શ્વાસ ઊસાસ રંચ નહી એંચે સહજ સમાધિ ધારી—મારા. ૩

જોઈ દિગંબર સિથિલ થયો મન ભ્રાંતિ દીધી ટારી
તન મન પ્રાણ કરી નોછાવર ભીમો નાખે વારી—મારા. ૫

## દોહરા

જોઈ રૂપ જોગી તણૂ ગઇ અંતરની રીશ
હરી દાં શહર્ષા ઘણો હેતે નામ્યૂં શીશ.
કર જોડીને વીનવે મુનિવરં કરજો મ્હેર
મારગ દેખાડો મને પોચું મારે ઘેર
સુણી શબ્દ હરિ દાસનો તજ્યૂં જોગીએ ધ્યાન
હેત કર્યો હેડે ઘણો આપ્યૂં આદર માન

---

હરિ દાસના એવા વચન સાંભલી જોગેશ્વર સમાધી ઉતારી હરિદાસ પ્રતે કહેછે

### બાણાશુર બેઠોઆશનદ્રઢવાલી (એરાગનોછે)

જાગ્યા જાગ્યા જોગી તૂટી તારી
જોયૂં જોયુ અરધી કટાક્ષ ઊઘાડી
આડી દૃષ્ટે આવી ચઢયો હરિદાસ
જોગેશ્વર હરખી પામ્યા ઊલ્હાસ ૧

ભાગ્યે જોગી ધન ધન ભાગ્ય અમારાં
કૃપા કીધી દીધાં દરશ તમારાં
સચ્ચિદાનંદ સાક્ષાત બ્રહ્મસ્વરૂપ
વ્યાપી રહ્યું બ્રંહ્માડમાં તુજ રૂપ ૨
આવો બેસો આછે તમારૂં ઘેર
તમો અમો સરખા, નથી કંઇ ફેર
કરો સ્નાન માન સરોવર માંએ
પેરો રૂડાં પીતાંબર વૈષ્ણવ રાએ ૩
ચર્ચો ચંદન ચઢાવું ફુલ હાર
રૂડા ફળ પત્રકરો ફળ આહાર
વદો કંઇ વેદ વેદાંતની વાણી
પુરણ બ્રંહ્મ સર્વત્ર વ્યાપક જાણી ૪

---

એવા જોગેશ્વર ના વચન સાભળી હરિદાસ મનમાં ચમકી ગયો. અને પંશ્ચા તાપ કરવાલાગો કે આ જોગેશ્વર શુ બોલેછે એકોય હેવાન જેવો માણસ લાગેછે હુ તેશું: અને પુરણ બ્રહ્મ તેશું હુ તો પાપી તુચ્છ એક માયાનો કીડો દાસાધીદાસ છું માટે એ મને પરમેશ્વર કહી ચડાવેછે તેથી એને કોઇ વાતનો મતલબ હશે તેથી એવો મને ચડાવેછે એમ પશ્ચાતાપ કરતોથકો હરિદાસ

પામર પાપી તું કેને બકે છે, ભૂલ્યો પોતાનું ભાન. પ્રાણિયા.
સાઠ વરસ પાણીમાં ખોયાં, પામ્યો નહિ બ્રહ્મ જ્ઞાન. પ્રાણિયા. ૨
સદચિત આનંદ સ્વરૂપ તારાંને તું કે છે પાપી ગુલામ. પ્રાણિયા.
કેની વીરા તને કોણે ભરમાવ્યો કહિ દે તેનૂં નામ. પ્રાણિયા. ૩
દુર્બુદ્ધિઓને ગુરૂ કિધાતેં, બગડ્યૂં તારૂં કામ. પ્રાણિયા.
ફરા ફુટડા થઇને ફરે છે ખાવા દામ તમામ. પ્રાણિયા ૪
સેવા સાધન તુજ ગુરૂના, ખાન પાન ગુલતાન. પ્રાણિયા.
એવા ગુરૂને તર્ત તજીદે, થાસે તોજ કલ્યાણ. પ્રાણિયા.

દોહરા

સુણી વચન મુનિવર તણા બોલ્યો તહિ હરિદાસ
મિથ્યા વાદ તમે કરો ઊપજે જેથી હાસ
ગુરૂ નિંદા કરતાં તમે લગરિક લાજો આજ
મોટા શહુ માનીગયા માટે ગુરૂ મહારાજ

---

હરીદાસ એવા મુનીના વાકય શુણીને કેછે મહારાજ તમે મિથ્યા વાદ કા કરો આપણે શરીઆત જાણતા હસુ તોપણ કાઈ મોઢેથી કેવાશે કેમ કે આપણી ટેક છુટી પડશે વા- શતે શાસ્ત્રના વચન છે જે જેવા હોએ તેવા ગુરૂને પરમેશર

જાણી શખી ભાવ રાખવો આપણે તેના દાશનાદાશ રેવો તન મનને ધન અરપણ કરવા કોઇ વાતે એથી અંતરાય રાખી એતો કૃતઘ્ની થાઇએ.

## છંદ ભુજંગી.

હશે જો કદાપી ગુરૂ સંત એવા, તથાપી તજાસે નહી દેવ તેવા
સુધર્મે કુધર્મે ગમે તે વિચારો, ગુરૂની અનીતી રૂદેમાંન ધારો ૧
ખરી વાર્તા અંતરે સર્વ જાણે, અજાણ્યા બનીને હિયા ફૂટ તાણે
ખરો થાયછે તે થકી તો બિગાડો,ગુ રૂની અનીતી રૂદેમાંન ધારો ૨
ગુરૂની અનીતી જુએ તેજ પાપી ગુરૂને કહે જે ખરો તે સરાપી
પરા પૂર્વનો છે ખરો એજ ધારો, ગુરૂની અનીતી રૂદેમાંન ધારો ૩
ભલે સ્વાર્થી કે હશે ક્રોધિ કામી, લુચ્ચા લાંચિયા કે હશે તો હરામીપ
ભરોસે રહો ટેક તેની વધારો, ગુરૂની અનીતી રૂદેમાંન ધારો ૪
ગુરૂ બે મુખી તે પડે કુંભિપાકે, ગુરૂ બે મુખી તે ઘણા દુઃખ સાંખે
ગુરૂની કૃપાથી સડીગયો સુધારો, ગુરૂની અનીતી હિયામાંન ધારો ૫
ગુરૂની દયાથી ભલા ખાન પાન, ગુરૂની કૃપાથી વધે ધંન ધાન
ગુરૂની દયા તો વિષેશે વિચારો, ગુરૂની અનીતી રૂદેમાંન ધારો ૬
ગુરૂ તાત માતા ગુરૂ બેન ભ્રાત, ગુરૂ શ્રોત્ર જીભ્યા ગુરૂપ્રાણ ગાત્ર
ગુરૂની કૃપાથી વધ્યા સૌ વિકારો, ગુરૂનીઅનીતી રૂદેમાંન ધારો૭
ગુરૂ દેવ દેવી ગુરૂ પ્રાણનાથ, ગુરૂ શુદ્ધ સેવા ગુરૂ અંત સાથ
ગુરૂને નિંદે તે પિવે કાચ પારો, ગુરૂની અનીતી રૂદેમાંન ધારો ૮

## દોહરા.

શ્રવણ કરી એવી રાજએ ઊત્તર આપ્યો તર્ત
ભોળા ભાવિક બાત તૂ સમજ્યો નહિ કંઇ વર્ત
સંત ગુરૂ નહિ તુજ તણો હૈડે ગર્વ ધાર
ફથરની હોડી કરી કોણ ઉતર્યો પાર.

---

એવો તેનો વચનશાભલી રૂશીરાજ ગણા આશ્ચર્યપામી તેને કે છે હે ભાઇ તે કઇ તે વાત ઠીક પણ એ વાતમા કારણ (૨) છે જો; ઉપલા વિશેશણોમા પેથી કેટળાક વિશેશણો શારા ક-આતે બધા શારા ગુણવારા ગુરૂઓને વાશતે છે પણ તારોતો મત એમજ કે ગુરૂના ગુણ જોઆનુ શુ કામ છે તારે તો પછે તારો માન તો વરી બધા શાસ્ત્ર કરતા પણ વીરૂધ થઓ તારે તને કેવાનુ શુરશુ પણ તનેજો શારા ગુણવારા ગુરૂઓના ગુણો શંભળાવુ જો કધી મારી વાતપર તને વીશવાશ નથી તો બીજા શાશત્રો ગીતાજી વૈદત શ્રીમદભાગવત માયથી દાખલા કાડી આપુ તે પર શારી પેટે લક્ષ આપીશ તો તને તરત મા-ળમ પડી જશે જો ભાઇ શદગુરૂ શરવ ઉપાદીથી રહીત હોએ તને કેવો પણ આતો પ્રપંચી અભીમાની વગર ભણેળ(૨)વર-

શના (૩) વરશના ઓને મંત પુરશ કરી કહો તારે પછે શારાલ ક્ષણ વારા શારા માની ઓનુ શુકામ છે શાઆની રીત તો આ છે પણ તારા મનમા વા છે શાભલ તને શદગુરૂ અને પ્રપંચી ગુરૂઓના ગુણ શંભળાવું તે વીચાર

## શદગુરૂ લક્ષણ.

આન ધમગ્ર શદાતન શીતલ, શાગર શિસ્થિરતા પ્રૌડધારે
શોભત ભૂશણ ગ્નાન મનોહર અદ્વૈત રૂપ હમેશ ઉચારે
શીચશુ બોધજનો નિશ વાશર આભવ શાગર પાર ઉતારે
લક્ષ વિલક્ષ શદા મનમે રહેવાયક વેદશપશ્ટ વીચારે ૧
કામ ન ક્રોધ ન લોભ ન મોહન દ્વેશ કલેશ ખરૈજન મારે
ચાત્રક જેમ લગી રટનામહિ હંશ ચકોર પિએ રશધારે
નર્મ શુધ શરૂપ રટેનત શર્વ વિકાર મનેજ નમારે
રંચ પ્રપંચન પાશ રહે હરિદાશ ગુરૂ ગણુ એમ વિચારે

## પ્રપંચી ગુરૂ લક્ષણ.

### કવીત મનહર.

જેને માથે કામનીના જેવા મોટા કેશ હોયે,

વાકડા અંબોડા કાને મોતીઓના આંકડા
જેની કોટે હીરે મોતી રતન જડીત હાર
જેને હાથેહે મનાન કોર પોચી થાકડા
કેશરી કનારી કોર પોતી આરંગીને પેર
આમ ઠાના જેવાવરીવરીહી ઢેવાંકડા
જેના મનપર દારા પરદ્રવમામ ગન
ભીમજીને બાશે નઇ તેવો ગુડો ફાંકડા ૧
જેવા ગુરૂ વેદથી શંકરથી વિરૂધ વદે
જેવા ગુરૂ શિષ્યોને શંતાપી ધ્રવ હુટતા
મોટ પેમગન અપમાને આ પ્રશન થાએ
ગટ ગટ ગટ ગટ વિશે રશ ગુટતા
જેવા ગરૂ અરની શકે ક્રમા ગરક હાંએ
લુબદની વાત રહે રાતદાડો કુટતા
ગુણુ વોણુા ગરવ કરીને બેશે જેઓ ગુરૂ
આપણા ફીલાણુથાયે એવા ઓથી છુટતા

---

જો ભાઇ તારા આ ગ્નાનથી કદિ તને મારૂ કેવુ ન ગમતુ હોયતો જોઆ મનોર શામીના કરેલા પદ બતાવુજે મ્હાદુંરંદર વેદાંતી વદવાન થઇગએલછે તેખુલીરીતેકેહેછે કે જાશુધી તને પોતાન

સ્વરૂપનો લક્ષનથી વિશ્વ લાભ ચુઓને જ્ઞશણગાર કપાયેપડેછે મુરતીઓપર આશતાછે તાશુંથી તને શારો મારઅકથી મળનારનથી તે તજીશતારેજ રશતેચડીશ

વઈશન્વનથીયઓરે તુ શીષગુમાનમાગુમે (એરાગનોછે)

# પદ.

## રાગ સોરટ

પ્રભુ તુને પ્રસન્ન તે કેમ થાશે તારી ઉલટી ચાલન જાય ।। પ્રભુ।। ટેક।।
કૃષ્ણ સ્વરૂપ કહે પ્રભુ કેરૂ, તે શુણતો નથી કાને ।।
જગ ધૂત્યાના વેણુ શૂણીને ભટકછ રાને રાને પ્રભુ ।। ૧ ।।
માલ રોગ સંતાનાદિકની. માનતમા ધન નાખે ।।
શિકોતર હનુમાનાદિકને ઇશ કહિ મુખ્ય માખે પ્રભુ ।। ૨ ।।
કામ વિવશ પાંમર વિષયીને, દેવ ગુરૂ કહિ માને ।।
સોમણ સાબૂએ ખર ધોયે, અશ્વ ન થાય નિદાને પ્રભુ ।। ૩।।
વૈરાગાદિકસાધન જે ગુરૂ, પ્રભુ પામ્યા ને બોલે ।।
તે ગુરૂ તો તારા મનમાહે, નહીપામરને તોલે પ્રભુ ।। ૪ ।।
જે વર અશ્વાદિક જોઇને, પ્રભુ કહિ પાયે લાગે ।।
ત્યાગી સંત મલે સાહામાં તો, અવળું મુખ્ય કરી ભાગે પ્રભુ ।। ૫ ।।

કોઇપુણે વેદાંત કથા તો, મન માહેથી બીજે ॥
શોભા અન્ન વિષય ચરચાને માન તાનથી રીઝે પ્રભુ ॥ ૬ ॥
જગકરતા પાલક સંહરતા, સાક્ષીસઘળે પોતે ॥
બાહર ભીતર ઘટ ઘટ વ્યાપક તેને તું નહી ગોતે પ્રભુ ॥ ૭ ॥
આકાશાદિ ચૌદ લોકમાં અગણિત તન ઉપજાવે ॥
કલ્પ લગે તેહોપે કેવો પે, કાંઇનિ મનમા લાવે પ્રભુ ॥ ૮ ॥
કલ્પ લગે બ્રહ્માંડ તણાતન અગણિત પાળી જાણે ॥
એકપલકમા સૃષ્ટિટાળે તું તેહેને નવ બાણે પ્રભુ ॥ ૯ ॥
સર્વે મનબુદ્ધિનો પ્રેરક, અલગ હો ન જણાયે ॥
વણુ મેહેનત એ સઘલા કામ, કરે નવ આવે જાયે પ્રભુ ॥ ૧૦ ॥
નીંદ્રામાં આનંદ ભોગ આપી, સહુ ને સંતોકે ॥
તેવાથી એ કામ બને તે, વાતન મનમાં તોકે પ્રભુ ॥ ૧૧ ॥
સર્વ કાલ જે સરખો જાગે, હામન એવણુહાલો ॥
તે ઉપર તુને નહિ પ્રીતી, નિત્યમૃતક છે વાલો પ્રભુ ॥ ૧૨ ॥
કરતાદિક જે કારજ સઘળા પ્રભુ તણા કેહેવાયે ॥
અલ્પ એકદેશીશું કરશે ભુલે ક્યાં ભરમાયે પ્રભુ ॥ ૧૩ ॥
માયાના ચકડોળ વિષેજે, બહુ બ્રહ્માંડ રમાડે ॥
તે મેહેલી તું અલ્પ સિદ્ધ પાસે જઇપાય પળાડે પ્રભુ ॥ ૧૪ ॥
બ્રહ્મ વિષ્ણુ શિવાદિક સરવે, જેથી થર થર ધ્રુજે ॥

તે પ્રભુમૂકી ધાસફૂસને ઇશ કહી તું પૂજે પ્રભુ ॥ ૧૫ ॥
એથી ભાન નહીતું તો પણ, દેહોહં કરિ નાસે ॥
કર્ત્તા ભોક્તા થઇફૂલ્યો તેથી, પડીયોયમને પાશે પ્રભુ ॥ ૧૬ ॥
જે દિન રેણ જુએ છે સહુને, તેહેને તું નથી જોતો ॥
ક્ષુદ્ર દેવ મત્રોની માલા, તાંણુછ રોતો રોતો. પ્રભુ ॥ ૧૭ ॥
પેદા કર્ત્તા જો કદી કાયા, પશુની કરતો તાહારી ॥
તો દેવાદિક આડાઆવત, શું તું જોને વિચારિ ॥ પ્રભુ ॥ ૧૮ ॥
તન જોબન પામી ફૂલ્યો મન, ગમતો મારગ ધાર્યો ॥
આયુષ ખુટે પાછો પશુમાં, રઝલી શમાર્યો માર્યો ॥ ૧૯ ॥
જો પ્રભુ પૂર્ણ પ્રકાશક સઘળે, ગુરૂ શરણે જઈ ટાણે ॥
નરતન ચટપટ ચાલ્યું જાયે, પાંછો નાવે નાણે ॥ પ્રભુ ॥ ૨૦ ॥
જેકર તે કર અરપણ તેહેને, જે સચરાચર સ્વામિ ॥
રાત દિવસ રેહેમમતા મુકી , તું તેને શિર નામિ ॥ પ્રભુ ॥ ૨૧ ॥
વૈરાગાદિક સાધન થીસચ્ચિદાનંદ બ્રહ્મ તપાસી ॥
જો પામીશ તો છુટીશ તેવણુ રેહેશે કામખ્વાશી ॥ પ્રભુ ॥ ૨૨ ॥

દોહરા

સુણતાં શબ્દ સુહામણા હસી પડયો હરિદાસ
બાસે બમ બાબો નમે અમે ગુરૂના દાસ

સરસ નરસ જો સોધિયે ટૂટે કુળની કાન
નારી સૌ નિંદા કરે પેર થાય ઘમસાન

---

એવા જોગેશ્વરના વાક્ય શાંભલી હરીદાશ હશીને કેહે-છે જુઓ મ્હારાજ જે વાત તમે કહતે બધી ખરીછે મારાંથી કાંઈ વેદાંત ખોટા કેવાએ નઈ પણ તમે તો કોઇ શાધુ વેરાગીના પદ મને શંભલાવ્યા તે શાધુઓ વેરાગીઓ અને અમારા ગુરૂઓને તોપરાપુરવે દ્વેશ ભાવ ચાલ્યા કરેછે તેને આપણે શુ કરીએ (કરશે તે ભરશે) આપણે તો હજી હમણાજ જાતરામા લાખ રૂપૈઆ ખરચી આવ્યા જાણીએ જેમ તેમ પરધામને પોચીજાઇએ પણ તમારી વાત ઉપરતો પઇશા મા-રા પાણીમા ગઆ તેમ તમારી વાત પણ ખોટીનથી બધી. ખરીજછે પણ આપણો શુ ઉપાયચાલે મનમાં ઘણોખદો શમજીએ પણમાને કોણકૈએતો કેશે પથીછે વાશતે હાઢલીઉ કુણશેતો પો-તાના કાન ખાશે આપણને શુછે કરશેતે ભોગવશે ચાલો મને મારગ બતાવો મારાજ હુ ગણો બેજાર છઉ

૫૬

રાગ સારંગ તાલ ધીમો ત્રતાલ.

મારા જોગીજી હોરાજ મુજને મારગ દેખાડો મારા જોગીજીહો
રાજ—ટેક
અડધી રાતનો હું પંથે પડયો છઊં,ફુલડાંને કાજે આંલ્યો આલ્યો મા-
રંગ આડો મરા—૧
જ્ઞાન તમારૂં મને નથી ગમતું, ધાંટો તાણી તાણી માડા બેઠા કાગ
રાડો મારા—૨
અન મારગીથી અમે ઘણા ડારિએ, તમે ઘણી વાતે ભીચા અમને
સૂચાડો મારા—૩
હું અપવાસી ચાર હાડાનો સંદેહ પડયો મોટો તમે વ્રતથી
મિટાડયો મારા—૪
ફલ ફુલ તમારાં મને કામન, આવે પ્રતિષ્ટા ન જાય મારી ભલે દેહ
પડો

જોગેશ્વર.

દોહરા.

બીક ધરે બીજા તણી પાડે કુળના નેમ
અર્થ બગાડે આપણો કહો ભગરે કેમ
મારગ મોટો મોક્ષ છે વિરલા વાત વિચાર

## રાગ જોડી

જુલમ જોગીએ બાખ્યિયો—માહારાજારે-માહારાજારે
જેણે કોની નરાખી કાણ—જોગેશ્વર રાજારે ૧
બ્રંહ્મ બનવી દીધો મને—મહારાજારે
જુઓ જંગલના હેવાન—જોગેશ્વર રાજારે ૨
હું તો પામર પાપી જીવડો—મહારાજારે
મને રંચર નહીં શુધ સાન—જોગેશ્વર રાજારે ૩
પૂરણ બ્રંહ્મ ગુરૂ માહરા—મહા રાજારે
જેને નટવરજીનૂં ગ્નાન—જોગેશ્વર રાજારે ૪
અમે એવું આગળજો જાણતા—મહા રાજારે
શિદ આવતા અને સ્થાન—જોગેશ્વર રાજારે ૫
અમે અન મર્ગીને બોલખ્યિએ—મહારાજારે
એની વાતન ધરિએ ધ્યાન—જોગેશ્વર રાજારે ૬
જેવી તેવી ટેક ગ્રહી આપણી—મહાર-જારે
પોચી જાસૂં પરમ પદ ધામ—જોગેશ્વર રાજારે ૭

## દોહરા

જડની જડતાં જોઇને જોગી પામ્યો હાસ

અજ્ઞાની નીપાસમાં રહ્યો દાસનો દાસ
વાંક નથી વૈશ્નવ તણો ગુરૂનો ગજબ ગણાય
ધરમ ઠગો કળિ કાળના ભભકે પૈસા ખાય

---

જોગેશ્વર એની જડતા જોઈને વિચાર કરવા લાગો આ તે આવો પથરજેવો માણસ કયાથી આવ્યો પરમેશ્વરના ઘરની કશી વાતની ખબરજ નથી કેવલ જેમ નરકનો કીડો નરકમાંજ સુખ માનેછે તેમ રખે આ કોઈ કલીકાલના ધ્રુવ હરનારા ગુરૂના ફાંસાંમા ફસાયલ હોય વાસ્તે એને પુછીએ તો ખરા કે ભાઈ તારા જેવા બીજા વસ્તીમાં કેટલા એકછે અને તે એોને આવો અવડુ જ્ઞાન કોને ઉતાર્યું છે અને તેને પોતાના સ્વરૂપની ખબર નથી કે હુ કોન છઊ તે એને પુછિએ તેપછી એના પેટનાબંધા અંકુરો ની માલમ પડશે

૫૬

ઓળખ આતમ રામ પ્રાણિયા ઓળખ આતમ રામ
કયાં ભરમાણો આમ પ્રાણિઆ ઓળખ આ. ટેક.

તજી બીક બીજા તણી એક ગ્રહ ચિતધાર

## ગરબી

વસ વાયા લોકો વિપ્રો સાથે પાડયો વાંધો (એરાગનીછે)

અજ્ઞાની જીવડા મારગ જોને વીચારી

પામરછે વૃત્તી તારી—અજ્ઞાની.—ટેક

મારગ મન ખુબી વશ રાખો, ઇન્દ્રી નાખો મારી

પરદારા સપને નહિ પરસો સુખે રહો સંસારી—અજ્ઞાની ૧

બીજો મારગ તજો ભિન્નતા, અનુ ભવિ વાત વિચારી

પ્રાણી માત્ર મહિ પરમાત્મા નર્કુલ પિતઅવિકારી—અજ્ઞાની.૨

ત્રીજો મારગ તૃષ્ણા ત્યાગો સજો શાન્તી સારી

નીતી મા નિર્મળ મન રાખો રહંવુ ધીરજ ધારી—અજ્ઞાની.૩

ચોથાં મારગ કરપરમારથ જેવી, શકતી તારી

પુન્ય કરો પૈસા પોતાના લાંબો, હાથ પસારી—અજ્ઞાની. ૪

પંચમ મારગ કરો કામ કંઈ, દુનિઆંને ઉપકારી

પોત પોતાની કીર્તી કાઢો જે છે ફરજ તમારી—અજ્ઞાની ૫

છઠો મારગ પીયો અમ્રરસ એકાગ્રે ચિત ધારી

મોહ માયાનું ભાન તજીરો વર્તો વગર વિકારી—અજ્ઞાની. ૬

સાતમો મારગ તજો દાસપદ જડતા નાખો બાળી
ધરમ ઠગોને ધક્કે મારો વિઘન ઉતરે ભારી—અગ્યાની. ૭
મારગ સાત મુનીના મોટા માય મોક્ષાની બારી
ધરમ ઠગો સપને નહિ સમજે બીએ દીધા તારી—અગ્યાની.૮

---

જો ભાઈ તને ઉપલા સાત મારગ બતાવ્યા પણ તે સાતતો તારા મનમાં દુશ્મન જેવા લાગતા હશે કારણ કે તું ખાન પાન સારા પદારથો દુનિયાના વિષયમાં સુખ માનેછે વાસ્તે તને મારીવાત ખીજોરાની ફાકી જેવી કડવી લાગેછે પણ ફિકર નહિ આ મનોર સ્વામીના પદનો ઉનો પાણી ઉપરથી પીજા તો તારા પેટના વ્હેમ રૂપી મળો બધા નિકળી જસે.

પદ.

જોજોજોજોરે, ઉંધમતિ જંત અપાર ॥ જોજોજોજોરે ॥ ટેક ॥
સાચ જુઠ તણો કશો, મંન ન વિચાર ॥
અંધ અંધ જાયે,ચાલ્યા, અખિળાની બાંર, જોજો ॥ ૧ ॥
કૃષ્ણની પ્રમાન વાણી,સૂણેનહી લગાર ॥

ભાંડ ભાંટ વેષધારી, તણો એતબાર, જોજો ।। ૨ ।।
અમકાયિ છે આખર ને, બાજમાહારી સાર ।।
પ્રભુથી વિમુખ એમ, માને, ગહમાર, જોજો ।। ૩ ।।
વેદ તેણા નામ માથે ધરે નિરધાર ।।
તંત્રને પુરાણ માને સાખી બેસુમાર, જોજો ।। ૪ ।।
શૂદ્ર તણા ગૂરૂભાઈ જનોઈનો ભાર ।।
નાહક ઉપાડે તેહેની, લાજ નહીં લગાર, જોજો ।। ૫ ।।
આચારજરહિત આપા પંથીયા અપાર ।।
કાંખમાં વેદાંત ઘાલી ફરે બારોબાર, જોજો ।। ૬ ।।
કોળીનાળી લાવીમાંડે પુતલાનીહાર ।।
ધરમાની શીશનામે મુદના શરદાર, જોજો ।। ૭ ।।
ચોર ઠગ છીનાલ જાર, તણા બહુદ્વાર ।।
દેવઘર માની બેસે મુંડિયાનીહાર, જોજો ।। ૮ ।।
શોભાવીના દેખે ત્યાંહાથી તર્ત્ત ભાગે બાહાર ।।
ઘણી શોભા સાભળે ત્યાહાં દોડે બારોબાર, જોજો ।। ૯ ।।
આંખ્યોં લાલ કરી બેસે બાહાર ચોલી છાર ।।
જાત જાણ્યા વિના જઈ, સેવે જન હજાર, જોજો ।। ૧૦ ।।
મનમાંથી નામદેવ, તીર્થના અપાર ।।

પેટમાટે પાખંડી બાંડે, ઝંડા ઠારેઠાર, જોજો ॥ ૧૧ ॥
જુટ માઠ ગાયે ભલી, ધન આપનાર ॥
પથ્થર પૂજારી માને, કામના કરનાર, જોજો ॥ ૧૨ ॥
ગંગા આવ્યાં ખાંડમાં, કહે વાટનો જા નાર ॥
તેહેને માને પણ નમાને, વેદનો પોકાર, જોજો ॥ ૧૩ ॥
એવાતણુના વ્રત કરે ને, કુટે બહુ પ્રકાર ॥
રાંડયાં મોહોટા જોતાં થાકે તોયે નાવે પાર, જોજો ॥ ૧૪ ॥
ભીખડાંમાં મોહો જેવોછે, દેવનો આકાર ॥
એવુ સુણી જોવાને બહું રઝલે નરનાર, જોજો ॥ ૧૫ ॥
કૃષ્ણ કહે કર્મ છે, સકામતો અસાર ॥
તોપે શોભા માનતાંમા બાય ઘરબાર, જોજો ॥ ૧૬ ॥
લોકમાં પુજાવા ખમે ભુખ દુઃખ માર ॥
ગુરૂ બોલી ઇશજાણ્યાં તણો નહી પાર, જોજો ॥ ૧૭ ॥
પથ્થર માંડે ઉકરડાને કાહાડવાને બાર ॥
લોક હનુમાન માને જાણતા ધરાર, જોજો ॥ ૧૮ ॥
ત્યાગી આવે ગામમાં તો ઉતરવા નહી ઠાર ॥
ઢોંગીને સામૈયે જાવા, હોકારા, હોકાર જોજો ॥ ૧૯ ॥
મંત્રે પૂજે ત્યાંહા ન ભાગે, પગે ઘરની નાર ॥
પાળીયો શણગારે ત્યાહાં, ખાયે ધક્કામાર, જોજો ॥ ૨૦ ॥
કોરાબાણુ પાસે ઢોઇ, આવે નહી જોનાર ॥

કાંચ મોહોરા બાંધે આવે, સાધુના અંબાર, જોજો ॥ ૨૧ ॥
ઓમ કહે હું સાધુ બ્રાહ્મણ, તપસી યતી સાર ॥
તેજ માને પણ નજાણે ચોર સાહુકાર, જોજો ॥ ૨૨ ॥
છતે હુતે હાથ ઓડ ભીખારાં અપાર ॥
દાનપાત્ર જાણી તેને આપે કુંદ્રામાર, જોજો ॥ ૨૩ ॥
શીતળને જે પૂજે તેને પૂજે બહુ પ્રકાર ॥
સાચો પ્રભુ ચીંધે તેથી કરે મારામાર, જોજો ॥ ૨૪ ॥
વિદ્યાવંત તીર્થતણો શક્રાંનો નહીભાર ॥
પાણી પહાણા બોલ્યાંકરે અમલને મણનાર જોજો ॥ ૨૫ ॥
ખાડેપેસે બેસેકોઈ પાથરી તરવાર ॥
ગંજેર ભંગેર તેને માને, સિદ્ધ મદાર, જોજો ॥ ૨૬ ॥
અમકીપાસે બાળજિ અવ્યા, છાપો દીધિચાર ॥
અમકી દોલત દીકરા આપે ધુણે ખોડીયારે જોજો ॥ ૨૭ ॥
અમકો હુતો પુનમ ઉપર જાતરા જાનાર ॥
ઠાકોર નાથે ફરજ આપ્યૂં રૂપીયા છોબાર, જોજો ॥ ૨૮ ॥
એવી વાતો સાંભળી, તેને માને રેડિયાર ॥
સંભારેનહિ વિશ્વતણો; પતિ પાળનાર, જોજો ॥ ૨૯ ॥
પંથને પાખંડ એમ, મૂઢના અપાર ॥
પ્રભુથી વિમુખ નીચમતિ આપનાર, જોજો ॥ ૩૦ ।
તેથી પાછો ફરી બાળ, ગુરૂ તાર નાર ॥

દેહાદિક વિષય તણો તજ અહંકાર, જોજો ॥ ૩૧ ॥
ગુરૂ વેદ થકી જાણે, સાક્ષીનાથસાર ॥
ત્રણ દેહ તજી પોતે પોહોચે અપારાપાર, જોજો ॥ ૩૨ ॥
જાગ્યા સૂધી ત્યાગ ભક્તી,શ્રુત કરે વિચાર ॥
પામેતે સચ્ચિદાનંદબ્રહ્મ ભયનિવાર, જોજો ॥ ૩૩ ॥

---

હરીદાશ મ્હારાજ તમો મને ફાકી ખાવરાવોછો તેહુ શું નથી શમજતો કે શું હું કઇ એવો મોટતો નથી હુ પણ શેર અનાજ ખાઉં છું મનમાં બધો શમજુ છું પણ શમેકાલ કેવો ચાલે છે

કોઇને જો ખરી કઇએતો આપણા ઊપર સોકોધાઇ પડે તેઉપર એક કછી ભાશામાં કેવત છે (ચએશચી ત અચેમચી ) વાશતે હાલ એવોજ શમો છે કે તેરીભી ચુપ ને મેરીભી- ચુપ હમણા આપણે ડાઆશઇ કોઅને શમજાવા જાઇએ તો કેશે આતો કોઇ પંથીછે અન્યમારગીછે એમ કઇઆ પણા વીશે ગણાજ ખરાબ વીચાર લાઇ જાએ મ્હારાજ અ- મો ગુરૂ ઓની ગણીજ તરેની અનીતી જોઇ મનમા ગ- ણા દલગીર છઇએ પણ શુ કરીએ કેતા ડરીએછઇએ તેથી કેતાનથી આપણેશાવાશતે કોએની તપ્યા કરીએ. (કરશેતેભરશે)

જોગેશ્વર:—જોભાઇ શાસ્ત્ર કેવામા કાંઇ પણ નિંધ્યા નથી કોઇપર ખોટુ આળ ચડાવીએ તેનુ નામ નિંધાછે એવા ધરમ શાશત્રના વચન છે વાશતે ખુબ શમજજે ખરૂ કેવુતે નિંધ્યા-નથી પણ આગલા ને વાસતે ઉપકારછે એમ શાશત્રમા કહે-લછેતે દાખલા તને પાછળથી શમજાવીશ પણ હાલ તને યથારથ કઊં તે શાંભળ:—

ગરબી

સુણ વાંસલડી વેરણ થઇને લાગી વ્રજની નારને. ( એરાગનીછે )

ગરવી લા લોક ગુરૂ ગમકારા સંત સદ્ગુરુન જાણવા
હટ ટેક ગ્રહી જાયુ જનમ મરણના ફેરા તણવા ટેક
ભટકયો લખ્ખ ચોરાશી ઠામે. હમણા આવ્યો ઉત્તમ ધામે
આવી વાળગ્યો અવળે કામે ગરવીલા:—લોક ગુરૂ ૧
તેં ગુણ જોયા વણ ગુરૂ કીધા. ગુગે મૂગા બાંધો દીધા
તને મારગ કેમ સવે સીધા:— ગરવી લા લોક ગુરૂ ૨
સમજે છે તું સઘળી રીતી બહુ વાત ગઇ તુજ પર વીતી
થઇ દેશ વિદેશે ફજેતી:—ગરવીલા લોક ગુરૂ ૩
તને દાશ પશૂ જેણે કીધા તે જાણે નહિ મારગ સિધા
તને પ્રેમ પિયાલે વિખ દીધા:—ગરવીલા લોક ગુરૂ ૪

મળી પાંચ બહુ*તેને મારે ગુરૂ વેષ ધરીરે વ્યભિચારે
તેનો મોક્ષ નથી જમને બારે:—ગરવીલા લોક ગુરૂ ૫
તેને વળગી રયો તો તારા પણ હાલ થશે એવા સારા
માટે સમજી ગણુ પોબારા ગરવીલા લોક ગુરૂ ૬
ખુબ બાળ ગટર પૈસા રેલા ભરમે ભુલ્યા ગંગા છેલા
એવો બેલ અનાડી કાં બેલો:—ગરવીલા લોક ગુરૂ ૭
શાસ્ત્રે પણ સાફ લખ્યું એવું કદિ દાન નીચને નહિ દેવું
તમે ગજબ કરો ગુરૂના જેવું:—ગરવીલા લોક ગુરૂ ૮
કરમાં દિવડો આગળ ખાંડો ત્યાં આખ્યો મીચી કાં ચાલ્યો
એવો મારગ અવળો શીદ ઝાલ્યો:—ગરવીલા લોક ગુરૂ ૯
શોધીલે સદ્ગુરૂ સન્યાસી જેને નહ દમડી મારે આશી
ઉપદેશ લઇ ભજ અવીનાશી:—ગરવીલા લોક ગુરૂ ૧૦
ઉપદેશ ન જાણે અવિચારી કાયાને માને હું મારી
એવા અકલ વિના ના અવતારી:—ગરવીલા લોક ગુરૂ ૧૧
કવિએ કીધી કવિતા સારી ભય મૂકી ભણજો નર નારી
તમો તનજો ગુરૂ દુખકારી:—ગરવીલા લોક ગુરૂ ૧૨

---

* એટલે પાંચ ઇંદ્રી

## श्लोक

गुरो रप्य विल प्तस्य कार्या कार्या मजानत
उत्पथ प्रति पनस्य परि त्यागो विधी यते

### ભાવાર્થ દોહરો

ગુરૂ હોય ગરવી ઘણો વણ શુભ અશુભ વિચાર
વર્તે અવળે મારગે તજ તેવાને ડાર.

## श्लोक

त्यजेत् धर्म दयाहीनं विद्याहीनं गुरुं त्यजेत्
त्यजेत् क्रोध मुखी भार्या निस्नेहा बांधवा त्यजेत्

### ભાવાર્થ ચોપાઈ

દયા વિનાનો ધર્મ ન કરો, મૂઢ ગુરૂ જાણી પરહરો
સ્નેહ હીન બંધૂ નવ સજો ક્રોધ મુખી ભાર્યાને તજો।

---

જો ભાઇ આ પરમ શાસ્ત્રના વચનમાં શાફ લખેલુ છે કે ઉપલા ગુણવાલો ગુરૂ સરવથા તજવો, તેને બદલે સદગુરૂ સોધી ને યથારથ સમજ તેથીજ તારો કલ્યાણ સમજજો વાસતે ખરૂ કે ભાઇ ખર કુઆમાં કઇ પાપનથી,

હરીદાસઃ—ઠીક મ્હારાજ તારે શાભણો જોશાચુ કેવામા પાપ નથી, તારે શા વાશતે ડગીએ કર્ઈને પેટતો ઠાગીએ આ મોને ગુરૂઓના શુપોતો એટલા છે કે કેવા બેશીએ તો જનમારો વીતીજાએ પણ આ જથારથ દુખો જે હાલ અમારા ઉપર પડયાછે તે પણ બેશુમાર છે જુઓ માહારાજ તેઓની અનીતી અને દોંગાઈ વીશે જો કેવા બેશીએતો તો પાર ન આવે એટલા દાખલા મળી શકશે, પણ તે ઘણી હલકી વિભકતી છે તે પડતી મુકો પણ હાલતો તેઓની ત્ર ણ્ગુણાવીશે લક્ષ આપતા તેઓ પઈશાના કેવા તો લાલચુ છે કે તેઓના ગરમાં પઈશા આંવતા હોએતો માણશનો જીવ લેતાં પણ તેઓને લગાર ત્રાશ ન પડે જુઓ મ્હારાજ દેં વને બાને પઈશા લીએ ને મોજ મજા વશનમાં ઊપયોગ કરે હવે તે પઈશા કેવા પ્રકારથી પડાવેછે તેની વિગત.

જુઓ મ્હારાજ એના પંથના ભીખારીઓ જે વરકરતો ના નામથી ઓલખાએછે ને ગેરોગેર રોજ જમવાને જા- એછે તેના જમણ ઉપર મોટો વેરો નાખ્યોછે તે વેરાના પઈશા જમાડતલે આપવા અને જમતલો તે દંડના પઈશા લી- ધા શીવાએ કોઈને ગેર મલી જમવા જાએ તો તેઓ જમતલાને તથા જમાડનારને તે ગુરૂ રશમઠડીથી બ્હારરાખેછે

અથવા તેને મોટી રકમનો દંડ કરીને બીજાઓ ભેગા ખાન પાનમા દાખલકરે

એટલુજ નહીપણ જારે માણસ મરવાને પડે તારે તે વખતે તેનો માલ લેવાને વાશતે તેઓ કેટલી યુક્તિઓ રચી બેઠાછે પોતે એક બે પેટભરાને હાથ તડેરાખે ને તેઓને ખુબ વખાણી વખાણી ઉચા ચડાવે પછે તેઓ મરનાર પાશ જઇ ગણી પ્રકારથી ઊંધુ ચિતુ શમજાવે જે આં મિલકત તુ બધી ગુરૂ દેવ શ્રી ઠાકુરજીની કરીદે તો તને ગઉ લોક પ્રાપત થશે ને કધી તેમ ન કરીશ તો તુ નરકમાં જઇશ- ઇત્યાદી ગણી પ્રકારની ધુક્લી ઓથી તેના કાન ફુકવા માંડે પછે જારે તે મરનાર બેશુધ થઇ જાએ તારે એક લખત પોતાના ગેરથી બનાવી લાવે તે લખત ભેઠ માથી કાડી મરનારનો હાથ જાલી શઇ શાથીઓ કરી બદાને દેખાડી તેનો ગર લુટી જાએ પછે તે પઇશા પઇશા કરી મરનારના પ્રાણ જટ નીકરી જાએ તારે પઇશા ગુરૂના ગરમાં જાએ એવી અમારા ગુરૂની વ્રતી છે પણ અમે શું કરીએ અ-મારો ઉપાએ નઇ એવો જુલમ કોએ અટકાવ વાની કોશેશ કરેતો તેના ઉપર બધા ભારાભાઓ એકંમ ટુટીપડે ને તેને અનેક પ્રકારથી દુખ દેવાની તેઓ તજ વીજો કરે ગણો

ભરમે ભરમે શહુ દુખ પામે છે પણ શાચી નમાને તો આપણને શુ જેમ આવે તેમ શરખુ ( બધાની રીતે રીતને વેલી આવે દીવાળી) એ શાશટાંગ પરમેશ્વરછે આપણે જીવ છઇએ એની વાત આપણાથી થાએ નઇ.

## જોગેશ્વરોવાચ

### ઉદ્યોત છંદ

જડતા જીવપણુ ની મુક; ભર્મે ભમ્યો શટકન ચુક
મ્હોમા મુકિત ઓની જાળ, પાંણી છેકછે પાતાળ ૧
ઓલખ્ય એક આતમરામ, ભરમે ભટકમાં બહુ કામ
તુછે કીઆ શ્થળની દાળ; તારૂ મુળ તું શંભાર ૨
પડમાં પ્રેમલો થઇ પાશ, લુંટાતી નથી કઇ રાશ
ઉપર ઓડમાં જંજાર, જગમાં થશે હાણી ચ્યાર ૩
તારા તત્વને તુ લક્ષ, શોધી શદ ગુરૂની પક્ષ
જેથી થશે પુરણ કાંમ, ધરમાં વશે ચ્યારો ધામ ૪
શંદે શર્વે મનનો જાય, શદ વિચાર પેદા થાય
તુટે તુછ જેવિ ટેવ, બોધે જડે શાચો દેવ ૫
એવા શરલ શોધ ઉપાય, શદ ગુરૂ મમક્ષુ ને શ્હાય
તારા વખત ને નવ ચુક, દિન દિન ફરે દેહ નો રૂપ ૬
ડોકી ડગારાની ડાડ, વર્ષા વરશ એઆ શાડ

જનમાં જનમિઓ હરિદાશ, પોપટ જેમ પડિઓ પાશ ૭
માની મતલબીની વાત, દિવશે ગણી કાળી રાત
જનના દામ હરવા કામ, કલીમાં બન્યા બઉ ભગવાંન ૮
ગરવે ગ્રહે ગુરૂનિ ટેક, કર્મો કરે દુશ્ટ વિવેક
દેમે દેવનો નઈ ત્રાશ, ચુથે જીવતાનો માંશ ૯
આપે કઈકને પર ધામ, પોતે બને શ્રીગનશામ
જાણે બાંપનો ત્પરાજ, ગરમાં કરે એમ અવાજ ૧૦
નાખી એમ જનમા ભર્મ, કર્તા ન કરવાના કર્મ
તુજને ગણે નિચો દાશ ત્રીઅ થીરમે રાશ બિલાશ ૧૧
ભુલ વેમાનનિ દઈ માન, કરમાં ધરે ફોફળ પાન
આપે એકકે ઓગાર, ધુત વેશ્નવ અપર્મ પાર ૧૨
ગાવાકહે વિષયનાં ગીત, એવી તુજ ગુરૂની રીત;
તુજને ખબર નહીં નાદાન, ગરવે કર્મ વધે ગુમાન. ૧૩
શમજે શરવ મનમાં આપ, કરતાં શોચ્ય લાગે પાપ;
ઉલટી ગ્રહી એવી ટેક, વેમી પડયો વેમાં છેક. ૧૪
માટે મેલ શહુ મતિતાણ, કરમાં હવે ભવની હાણ;
ચિંતવું શદગુરૂથી સાહાય, ગુરૂનાગુણો ગુરૂની માય. ૧૫
જીવનમુક્ત થાયશ જટ, જો શાધીશ શાદન ખટ
મુનિની મેહેર અપરંપાર, ભીમો ભણે શદ્ય વીચાર. ૧૬

જો ભાઇ તને જથારથ ગ્નાન તો ઉપલા છંદથી થઓ હશે. હજી તને વધારે જો શાંભળવું હોએ તો આ પ્રશ્નોતરમાં એવા ગુરૂઓ જેટલા છે તેટલાઓમાંની એક એકની વરતણુક અને પ્રમાણીક પણુ કે તો વરણવી આપુ પણુ શું કરૂ જે હાલ વખત થોડો છે વાશતે બીજા પ્રશંગે તને બધો જથારથ કહી શમજાવીશ તારે તું ખરૂ માનશે હમણાં તારૂં મન ગળશે નહી.

હરીદાશઃ—હા મહારાજ તમે કોછો તે હું બધુ જાણું છું.પણુ એમાં વાક અમારૂજ છે ગુરૂજી તો બાલકછે એને શુછે એતો શદાકાળ બાલકોછે પણુ અમો પોતે ગરના માણશોને ન જાડવી એં તારે ગુરૂજી શુ કરેને તેઓતો એટલા ઉપરજ બેઠાછે કે કોઇ પ્રકારથી પઇશા ઘરમા આવે પછે શારા કામથી કે માઠા કામથી પણુ આવક તેઓને પણુ જોએ બિચાડા શું કરે તેઓના ખરચ લખ લુટપડયા તે પછે શેવકોના ગડદન ન મારે તો કયાથી ઉપડે.

## ચોપાઈ.

તે શહુ શાચુ શહી મહારાજ, શમેકાળ કેવાછે આજ;
વાંક ન ગણવો ગુરૂજી તણો, વિધવા અબળા ઉપર ભણો. ૧

આવી આગે મોટા ધામ, રાંડો શમજે શાચા રામ;
મન માને તમ મોજો કરે, દઇવ થકી મનમાં નવ ડરે. ૨
શાજો દિવશ વશનમાં જાય, શતાર તબલા લઇને ગાય
રાત દિવશ રામામા રમે, તેની વૃતી કેમ ન ભમે ૩
ખુબ નવાલા તાજા ખાય, કેફ વીનાં તો ગડી ન જાય
પેરી ઓડી લટકા કરે, માયા દેખી ફુલ્યા ફરે ૪
કેડ કંધોરો હીરા હાર, ચામા ચુકડા ડાડો ડાડ
ડડ ડડ હીડે વાકા વરે, પ્રીસ્ટી પરદારા પર ધરે ૫
આંપા પંથી પુજે દેવ, ઠગવા લોક કરે બહુ શેવ
અન દેવની નદ્યા કરે, ચોકે પડયા જેમ તર્ફડે ૬
વિશય તણુ વાખ્યાણો કરે, ઝવાલા પર ગ્રતધારા ઢરે
ખાટ રશના લાવી અગાર, માટે મુકતી હારો હાર ૭
શંકર શાથે શાંધે વેર, જેને જાણે દીધો ઝેર
વેદે જાણે દીધો આપ, મેઠા નઇ માને મા બાપ ૮
હુતો મનમા શમજુ શર્વ, ફોકટ શઘને કરીએ ગર્વ
શર્ણે પડયા પર જુલમી કરે, રૂશી મુરશી પઇશા હરે ૯
કઇ ન શકીએ કોને વાત, શહુ મુગાખા શુંપં આત
પ્રેમ જરે ત્યાપુછે કોણ, ગગને ઉગે મગને વોણ ૧૦
શું કરીએ શઇ એ મારજ, શરણુ પડયાની શમજી લાજ
મુખથી કેતા લાગે પાપ, મનમા શહુ મારૂ શંતાપ ૧૧

જોગેશ્વરઃ—મનમા બધાં સમજેછે ને કેતાં પાપ લાગેછે ગુરુપોછે બાઇ સયતે કેનુનામ (સમજવું તેજબોલવું) એનુ નામ સત્યછે પણ મનમા એક સમજીએ બારે બીજુ બોલીએ એતો કપટની વાત થઇ (મનમારામ બગલમાછરી ખાતાબલી પણનજરાંબુરી) તે વાત થઇ સાભલ બાઇ હૃ કેવા ગુરુ કીધા

## ત્રભંગીછંદ

એગુરુ અગ્નાની, ગર્વગુમાંની, નફટચીતાની, તેધાર્યા
એદુખનાદાણી, અવગુણકાણી, વર્થવખાણી, ભવબાર્યા
ગુરુનાગુણકારા, મિથનાંભરા, તનધનજોબન, હરનારા
એગુણગંમકારા, લાલચધારા, નફટઠગારા, ગુરુતારા
ગરવેપદધાર્યા, વિક્ષયવધાર્યા, શહુવિશવાશી, માઇશાર્યા
શાદંનવિશાયા, વેમઊતાર્યા, પ્રેમમગ્નપો, ડીમાયા
મનનામતવારા, ધરમધુતારા, જોજોપેકલી, નાચારા
એગુણગમકારા, લાલચધારા, નફટઠગારા, ગુરુતારા— ૨
બઇરાંમામાલે, બ્હારનચાલે, ગરમાભીળા, ભરમાવે
પિતાપખતાડે, બીકદેખાડે, બપકાથીજન, શરમાવે
એવિશયધંધારી, કુટીલજુઆરી, વિગરવિચારી, કુબકાર
એગુણગમકારા, લાલચધારા, નફટઠગારા, ગુરુતારા— ૩

જોવણુઅમ્આથી, કરરંકકાથી, જગમાહાથી, જનજાણે
તેહોમેંપુરા, જગડેશુરા, અકલઅખુરા, મતતાંણે
એરંચનજાંણે, ઢોકટતાંણે, પરવણિનિશાના, અજવાડા
એગુણગમકારા, લાલચધારા, નકટઠગારા, ગુરૂતારા— ૪
દામાદરજેવો, કળજુગકેવો, આહાણીકુલ, થીઆડો
એદેશદીવાડો, માણુશમારો, મળનોદાગે, લોપાડો
એભકતહરાંમી, લંપટસ્વામી, ખણીખાશે, જમનમારા
એગુણુગમકારા, લાલચધારા, નકટઠગારા, ગુરૂતારા— ૫
હવેમમતામારી, જોધવિચારી, શોધીનેકર, ગુરૂગ્યાની
મનનાંમડખારી, શજહુશાઆરી, તરતતજીદે, તોફાંની
શુભઆંમકથારશ, પરશીપારશ, મૂકવિશેરશ, બોધમારા
એગુણુગમકારા, લાલચધારા, નકટઠગારા, ગુરૂતારા— ૬
તેશમેનશાર્યા, ભવશુખહાર્યા, દઇદિધનેખો, ટાબાના
ગુચડપોશેતાને, વધંગુમાને, કઓનમાને, દીવાના
જોમનુશનિજોનિ, ફરીનઆવે, ચોરાંશીલખ, નાંમારા
એગુણુગમકારા, લાલચધારા, નકટઠગારા, ગુરૂતારા— ૭
અમેઅકલણીતારી, અનુભવશારી, ખુબવિચારી, પદકીધા
મુનિનામતમારી, પુસ્તકછાંપી, શહુશજનને, કરદીધા
હવેજુઓવિચારો, અનુભવસારો, રદયમાનછે, તમારા
એગુણુ ગમકારા, લાલચધારા, નકટઠગારા, ગુરૂતારા—૮

હરીદાસઃ--હા મ્હારાજ વાત તો બધી આવીછે હવે મને બધી વાત પેટમા ઉતરી કાંઇ નઇ હવેથી શમજશુ તેવો કેશુ કપટીનઇ થાઇએ આપણે આગળ દરતા હતા પણ હવે તમારી કૃપા મારા ઉપરથઇ તારે શા વાશતે છાનો રાખીએ કઇ દઇએ પાદરો તો બિચારા બીજા બધા ભોલા બચ્ચા તો શમજશે તેઓ બિચારા ગણુંજ વેમોમા ગુટાયા કરેછે તે શમજી જાઈ મુકત થશે એજ હું તમારો ઉપકાર માનીશ

શબડો માહારાજ અમે તેઓની વરતણુક જોઇને એમજ ધારતા હતાજ,

## ગરબી.

વશાવાઆ લોકો વિપ્રોશાથે પાડયો વાંદો (એરાગનીછે

અગ્નાની ગુરૂઓ વરયા નહી કોયે નાવારયા
વિશવાશે પઇશા મારયા. આ ટેક
ગુરૂ ગરવીને ગ્નાનજ દેતા, શબડા શેવક હારયા
માન્યા નઈ મુરખ ડાકેને, ફીધા ફ્લના ધારયા—અ ૧
ઉદર થકી માતાના ઉપજી, ભિખ ગુરૂના ધારયા
વિશયસુખોમા મગ્ન થઇને, મતલબ મુળથી સારય—અ ૨
ગ્નાન બોધ અભ્યાશ તજીને, ધુકિત ડાઠ શૃગારયા
માયામા મસ્તાન બનીમાં, વચન વિશે મન વારયા.— ૩

શીવ કીઓથી સ્નેહશજીને, શીવકના ભવ બારયા.
શામા ઓને શમજાવે જે, અમે તમોને તારયા.—અ૦ ૪
ગર નારી ગર પીડા પામે, ગમન કરે પર દારા
વશન કરે વેશા નીશાદીં, એવા ગુરૂ અમારા—અ૦ ૫
નાચ મંદિરમા થાય નકીતો, નાચેખા પુતારા
શહુ શીવકડા જોઇ શરાવે, બધરા મડદ વિચાડા—અ૦ ૬
તન મન ધંન શહુના ઠગીઆ, આપી ઓટા બારા
પઇશા અર્થે પંઠ પડાવે, કલીના કુઠીલ ઠગારા—અ૦ ૭
માઆથી ભરપુર ભરાયા, જેમ ચોમાશે નારા
મ્હોમાઆનો વેગ વધીગ્યો, જેવી ધાર ફુહારા—અ૦ ૮
શાધન અર્થે પ્રેમ વતાડયાં, ગ્રાન અર્થ હોકારા
શુપ્નને અર્થે શીવ કરાવે, કરતલ બેલ શુમારયા—અ૦ ૯
ધામ બધ પરધામ પોચાડે, માને મતીના મારયા
દોલડી ડોડે જટલધ જુએ, ખિલમા લાલચ ધારા—અ૦ ૧૦

---

આતમને પેટની કઇ પણશુકરીએ તેકઇ આપણને માનશે હંવે એ-કમા પડે તેઓને બીજામા પડતેઓના પ્રેમલા આપણનેતેનાથી શુકામછે અમને તો તમારા શદ પુરસના દર્શણ થઆ એજ મ્હોટો લાભ થઓ મ્હારાજ હવે મને તમો મોક્ષનો રશતો વતાવો કહોતો કાશીમાજાઉ કહોતો ગોકુળ વૃંધાવન ચોરાશી કોશમા જઇવાશ કરૂ કોતો શ-ન્યાશી થાઉ કોતો વેરાગી થાઉ જટાધારણ કરૂ કોતો મુની વ્રત-

લઉ કોતો રામાનુજ કબીરા મીરાબાઇ વગેરે ગણાજ પંથો છે તે માજે પ્રકારથી પરધામનો રશતો મપે તે મને જાતાડો આ- પણને બીજી કોઇ વાતની ત્રશણા નથીજ.

## જોગેશ્વરોવાચ.

જો બાઇ ગમેતો જાતરામા જા ગમેતો જોગી શન્યાશીથા પણ જેવો ગ્રસ્તાશ્રમમાં રહ્યાથી મોક્ષ મળેછે તેવો બીજે કોઇ રશતે મોક્ષ મળનાર નથી જો શમજીને ગ્રસ્તાશ્રમ પાડે જો, બાઈ જાતરાંજાઇ પણ મોક્ષનો રશતો ગોતવો કેબી- જો કઈ છે જાતરામા કઈ પરમેશ્વર નથી કોઇ પંથવારા પાશે નથી તે કાઈ છાનો નથી વંનમાનથી દુરનથી પોતાની આખોના પડછાઆ તડે પરમેશ્વર છે જો માણશ શમજી શકશે તો શાક્ષાત તેને દેખશે પણ તે પરમેશ્વર ગ્નાન ચક્ષુ શિવાય દેખવામા નઇ આવે વાશતે તુ તે ધારણ કર એટલે તા રો ભટકવાનો ભ્રમ ટળી જશે તેના પરજો નરશીમેતાના તથા મનોહર શ્વામીના પધ તને કહુ તે શાંભલ.

### પદ.

અલ્યા નામ પામ્યો પણ રામને નવ લહ્યા, વૈષ્ણવ પદકેરૂં બિરદ આલે;
ધરવચે પુત્રવીના જેવું પારણું, વરવિના જેહવી જાન માલે; અ. ૧
વ્યાધિની વેદના વિશ્વની ના ટળે, ઠાલો ગગનમાં મેઘ ગાજે;

હરિને જાણ્યાવિના હરિકેરો જનથયો, વાત પકવાનથી ભુખ ન ભાજે,૨
તું એમ જાણે જે હરિજન હું થયો, વિષ્ણુપદ ગાઇ થયો ભકત ભવમાં;
કરણિ તો કાગની હોડ કરે હંસની, હંસને તો હશી કાઢે લવમાં; ૩
પંડમાં પ્રભુ પણ પ્રગટ પેખે નહીં, ફોગટ બ્રહ્મને દૂર ભાળે ;
અગણિત બ્રહ્મનું ગણિત લેખું કરે, દુષ્ટ ભાવે કરી માળ ગ્રાલે; અ. ૪
જો નિરાકારમાં જેહનું મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતિ ભાંગે ;
દાસ નરસીયો તે તેને ચરણે નમે; જ્ઞાન વિજ્ઞાનની જોત જાગે. અ. ૫

## પદ.

## રાગ પ્રભાતીઊ.

જ્યાં લગી આત્મા તત્વ ચીન્યો નહીં, ત્યાં લગી સાધના સર્વજુઠી ;
માંનુષ્ય દેહ તારો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વૂઠીઃ જ્યાં ૧
શું થયું સ્નાનને શેવ પૂજાથકી, શું થયું ઘેર રહિ દાન દીધે ;
શું થયું ધરિ જટા ભસ્મલેપન કરે, શું થયું વાળ લોચન કીધે; જ્યાં.૨
શું થયું તપ ને તીર્થ કીધાથકી, શું થયું માળ ગ્રહિ નામ લીધે ;
શું થયું તિલકને તુલસિ ધાર્યાથકી, શું થયું ગંગજળ-પાન પીધે; જા ૩
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે ;
શું થયું ષટ દર્શન સેવાથકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં. ૪
એ જે પરપંચ સહુ પેટ ભરવાતણા; આતમારામ પરિબ્રહ્મ ન જોયો;

ભણે નરસીયો કે તત્વ દરશન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો. ૫

---

ઉપલા બેય પદ નરસી મેતાના કર્યા હવે આ મનોર આમીના કહુ તે શાભળ

પદ.

મુરખ પાપ ટાલવાનીણે વગથા ક્રોડ ॥ ટેક ॥
કાશીમા ષટમાસ જે રેહેવા રાખે કોડ ॥
નિત્ય જે નાહે ગોમતી, સેવે શ્રી રણછોડ ॥ મૂરખ ॥ ૧ ॥
ભવ બાધી ભટકયાં કરે, અડસટ તીરથ નાહાય ॥
પગલે પગલે પાપનો, અધિકઉમેરો થાય ॥ મૂરખ ॥ ૨ ॥
ગોમય માટીલે પણ, માધવટા બહુ નાહાય ॥
ચડચડ બોલે ચાંબડી, કડકડ જાડાં થાય ॥ મૂરખ ॥ ૩ ॥
પંચાગ્નિ સાધન કરે, ઉલટી ત્વચા દઝાય ॥
ધુમ્રપાન તપ આદરે, મુખમાં ધ્રુમ ભરાય ॥ મૂરખ ॥ ૪ ॥
કચ્છ્રદિક બહુ વ્રતકરે, તેથી તટ સૂકાય ॥
જાલન્ધ ધારા આરતી, તે પલનવ મૂકાય ॥ મૂરખ ॥ ૫ ॥
દેવ વિવિધ વિધિ વીનવે, પૂજાકરે અખંડ ॥
દશે આંગળાં દાંતદઇ પાય, પડે જયમ દંડ ॥ મુરખ ॥ ૬ ॥
એગ્નિપરે ધાયે અતિ ઘણો, ન લહે પાતકમૂલ ॥
પીલો ડાંમે કયમ મટે, અપ ઉદરનુ શુલ ॥ મૂરખ ॥ ૭ ॥

શતસંવછર તૂંબડી, જલમાં ડબકાં ખાય ॥
અંતર ધોયા વણ કદી, કટુતાઇ નવ જાય ॥ મૂરખ ॥ ૮ ॥
ત્યમ અંતરથી પાપનૂ, મૂલ કરયાવણ દૂર ॥
કાયકલેશ વૃથા કરે, મમતાતણા મજુર ॥ મૂરખ ॥ ૯ ॥
કામાદીક મનથી તજે, સત્યાદિકને સાહે ॥
અંતર પામી ઇશનુ, ધ્યાન ધરે મનમાંહે ॥ મૂરખ ॥ ૧૦ ॥
ભેદ રહીત હરિને ભજે, સઘલે હરિદરસાય ॥
તો સાધન સરવે ફલે, પાતક દૂર પલાય ॥ મૂરખ ॥ ૧૧ ॥
દેહોહંમતિ વીશરે, શુદ્દ સ્વરૂપ પમાય ॥
મનોહર માયા ઝાંઝવા, દેખત મિથ્યા થાય ॥ મૂરખ॥૧૨॥

## ૫૬

## રાગજંગલો.

કપટી પાપ આપ, તો હીંડે હારોહાર ॥ ટેક ॥
ચપટી ચોખાલે ધરે, સર્વ દેવના દ્વાર ॥
કર જોડીને વિનવે, મ્હારાં પાપ નિવાર ॥ કપટી ॥ ૧ ॥
એકાંતે પૂજા કરે, ગંધપુષ્પ બહુ પેર ॥
કાલોથૈને કરગરે, જાણે આણે મેર ॥ કપટી ॥ ૨ ॥
નીચો થઇ પાયે નમે, બહુ નાચે બહુ ગાય ॥

આંબા વીચે પ્રેમથી, મનમાગેન ધગાય ॥ કપટી ॥ ૩ ॥
કામ ક્રોધ ઉરમાં અમિત, ધન માટે બહુ ધાય ॥
ચોરીચાડી કપટછલ, જમ તમ કરીને કમાય ॥ કપટી ॥ ૪ ॥
મન જાણે કહેવાથકી, પાપ થાયેછે નાશ ॥
પાપ મુલ પસરી પડયો, રૂધ્યું હર્દયકાશ ॥ કપટી ॥ ૫ ॥
પાપતણુંતો મૂલ છે, કામાદિક મન મેલ ॥
ત્યાહાસુધીનહી સાભલે, દેવ ગણેછે ફેલ ॥ કપટી ॥ ૬ ॥
પાપ ટલાવા ચાહેતો, કામાદીકને ટાલ ॥
સત્ય દયા સંતોષની, આડી કરને પાલ ॥ કપટી ॥ ૭ ॥
નિર્મલ થૈ હરિ ભજન કર, રાખી દ્રઢ વિશ્વાસ ॥
મનોહર સહુ મુકાવશે, કાપી પાતક પાશ ॥ કપટી ॥ ૮ ॥

---

હરીદાસઃવાહવારે મ્હારાજ તમોતોકોઈ મોટા અનુભવી જણાયાતમારી વાત બધી ખરીછે અને તમે પ્રથમ કહ્યો જે માણશ મારીનાખે ગેરલુટી જાએ એ બદા અકૃતોશ્રી ગોકુલમાં થાએછે વાશતે તમારૂ કેવુ જે જાતરા ગયાથી, કોઈ પંથમા રહ્યાથી, દેવને પુજવાથી, નાચવાથી ગાવાથી, મોક્ષનો મારગ નહીમલે તારે મોક્ષનો રસ્તો તે કેમ જડે?તે અમને બતાવો

જોગેશ્વરઃ—જો ભાઈ હજુ એટલો નથી શમજયો તારે

શમજપોતે શું? જો ભાઈ જાતરા શા વાશતે જાયે તે, મને શમજાવ.

હુરીદાશ:—મ્હારાજ જાતરામાંજઈ બદા દેવસ્થાનામાં દરશણ કરવાં, ભેટ કરવી, ભિક્ષા કરવી, ચોરાશી કોશની પરિક્રમા કરીએ, ધોતી ઊપરણાં કરીએ, રોજ મંઢળીઓ થાય, ખુબ દુધ પેંડા શશતા તાની કચોડી ગણી સ્વાદીક પરશાદ શશતે મુલે શેજાલોટીનો દુધ ગણોજ સ્વાદીક થાય, મહારાજ ત્યા ગામ ગામના રાજાઓ આવે ને રાતદાડો જોઈએ તો આનંદ ઓછવ લાગોછે, મંદીરમાં જાઈયેતો હોહો ઠઠોઠડ ટોપલા પડતા દેખીએ કોઈના તો વસ્ત્ર ફાટીજાય, કોઇની આબરૂ લુટાએ કોઇની આખ માથુ ફુટીજાય એવી મજા જાતરામાં છે;

મહામુનીઃ—જો ભાઈ આજે તેં ઉપજી બાબત કઈ તે બધી વિશ્યની કઈ શારા માલ ખાવાથી ઇંદ્રીઓ મસ્ત થાય તેથી દુરમતિ ઉપજે પ્રતી ચંચળ થાય તેથી પુનને બદલે ઉલટો પાપ થાય પણ સુરજે શાસ્ત્રમાં જાતરા જાવાને કહેલછે તેનો કારણ એટલોજછે કે મોટા મોટામંત પુરશ તપશ્વી શીં નાશી વગેરે મ્હા પુરશોનો શમાગમ કરવો તેદ્વારા મોક્ષનો રશતો શોધવો ને તે શમજ્યા પછી કંઇ પરપંચ નકરવી, જો ભાઈ જાતરા જાવાનો ફલ તો તારેજ થાયે જારે શંશારથી રઈત થઇએ તારેજ બાકી આજના

શમામા તો (૮) વરશની છોકરી (૧૨) વરશનો છોકરો, ધોટો દોર ઉપાડી ચાલો ભાઇ જાતરા ચાલો ભાઇ જાતરા પછેતા જઇ મહા વકૃમો કરેછે તે વિકૃમો તમામ મોટાછે કે જે દેખતા માણશોની આંખમાથી ખુન જરેછે કાળજામા દાજ શંમાતી નથી અરે ભાઇ તું કોઇ ઘેલોછે કે ગાડોછે તુ છતુ શંમજેછે કે આ ઠેકાણે અનરથ થાયછે તે અનરથ કેવો છે કે તમામ શરમ ભરેલોછે તેમારાથી કેવાય નઈ કારણ કે હું એ બાબતનો બાશણ કરૂ તો મારો મુનિવ્રત છુટી જાય પણ જેને તું શદગુરૂ કહેછે તે એવાજ કામોના કરતળછે વાશતે ભાઇ તુને જાનવર જેટલી શાન નથી જો એ બાબતને વાશતે તો તમામ કુકડા મેંઢાઓ વગેરે ને પણ ખુન આવી જાએછે, કેટલાક વખત રશતામા નજરે પડેછે કે કુકડા પોત પોતામા વઢી તદન મરણ પા- મેળા જોવામા આવેછે અરે ભાઇ પશુજેવા પ્રાણી તને એટલી શમજણ નથી મનમા ખુન નથી આવતો જો હાલ તરતની બનેલીવાત શ્રીમદ ગોકુળમા એક શોડવરશની વય- નો ગુરૂછે તેની અમારા એક ખાતરી ભરેલા મીત્ર શાથે ધોસ્તી છે તે બેઓ પોતાની ધોસ્તીનાં હકથી કોઈ વાત એક બીજાથી છપાવેનઇ પછે એક દાડે તે મીત્રે પેલા ગુરૂને પુછ્યુ કે મ્હારાજ આંપેલી બાર વરશની છોડીછે એ તમોને

કાથી હાથ પડે એટલે તે ગુરૂ પોતાના ખરા અભીમાનથી કે-વાલાગ્યો કે ભાઇ જે જાતરામા આવે તેતો અમથા કદી બેદુ-ખ થાયનઇ તેની પરીક્ષા પેલા મીત્રની ખાતરી થઆ તલક ગુરૂજી એતેજ વખતે વતાવી દીધી અરરર તને ધીકારછે ધીકારછે તારા ગુરૂઓને ધીકારછે વાશતે ભાઈ હાળની જાતરા તો તારે એવીજ શંમજવી હવેથી યે બધા ફેલ મુકીદે ને પોતાને ગેર જઈ શદ્ ગુરૂના મુખથી વેદાંત શ્રવણ કરીને દેહમા તને હું પણુંછે તે મુકીદે પોતે શાક્ષી રૂપે રેજે શંશારી કામ કરતોજજે કોઇને ભરોશેરેજેમા પરમારથમા પ્રીતી રાખજે દ્વેશ રાગ મુકી દેજે તો ગેર બેઠા મોક્ષ છે.

હરીદાસ:—મ્હારાજ તમારા શીવાયે બીજો શદગુરૂ ક્યાથી મડે આપણે તો તમારીજ વાણી શ્રવણ કરશું ને બેઠા રેશુ.

જોગેશ્વર:—જો ભાઇ મારામાથી તારૂ શું વરશે તુ તારે ગેરજા તારા છોકરા તારો રાહા જોતા હશે હું તને ખચીત કઉ છઉ કે જો ( મનચંગા તો કથરોટમે ગંગા )

## અરબી.

વરાવાઆ લોકો વીમો શાથે પાડયો વાંદો ( એરાગની ).

જો વાબાવીર મારાથી, તો રૂ શું વરશે

ના,રા,આંણુ શારૂં કરશે જો ટેક

ખાન પાનના વિશય પદા રથ, જંગળ માં ક્યા જડશે.

પુશ્પફુલ ત્રણુ વાય્યુ ભખતાં, તુજને આફત પડેશે. જો. ૧

હું જોગેસ્વર જંગલવાશી, શેજસમાદિ ચડશે

અઘોર વનમાં રહશ એકેલો, તારો અર્થનશરશે જો. ૨

જંભુક વાંદર રીછ મૃગપતી, ગોર શબ્દ ઓચરશે

તે તારાથી શહનન થાશે, થર થર ધ્રુજ્યા કરશે. જો. ૩

એકઆ શને કરેત પશ્યા, એકાગ્રેશો વશે.

ગડી પલકજો પડયો વિખમા, તોશહુપાંણી ફેર્શે. જો. ૪

કેશ જટા નખવડા વધારી, અંગવિ ભુતી ધશે.

ગરનારી પરનારી, કેરે દર્શે, પર્શે તપ બરશે. જો. ૫

કથા શુણી વે,દાંતતણી, શં શાંર થ ફીમન વરશે.

તત્વ વિચાર થએો તુજનેતો, ગેર ન પાછો ફરશે. ૬

જંગલમા નહી કામ તમારો, ગેર બેઠા પ્રભુ મડશે

શદ ગુરૂ મુખથી પીઓ અંમરશ, તત્વર ન્યોત ચડશે—જો ૭

ખટ સાધનને શિદ કર્યાતો, આશા ત્રષ્ણા મરશે

ફુતેશું ને કાઆ કોની, ધલ્પાદી અનુ શરશે—જો ૮

જી,વીમા નર,મળ મન રાખી, પર દારા નહ પરશી
હંતા મમતા દુર થઇતો શિશ્રજ કારજ શરશી—જો ૯
શર્વજગત મય પ્રભુને જાંણી પોતે શાક્ષી કરશી
માહા વાકય ઉપદેશ થઓતો ભવનો ફેરો ટળશી—જો ૧૦

---

જો ભાઇ આ પ્રશગે તારે ગેરજા વલી બીજે પ્રશંગે આવજે મારીપાશે પોકલ પ્રકારના કોઠાળ ભર્યાછે બધી ડગપાઇ તને શમજાવીશ હાલતો તારે ગેરજા ઉગમણીદીશાથી બારા ગામનો રશતો મળશે ત્યાંજઇ શદગુર શર્ણ થઇને આવોખ્યાનરાખજે તો જીવન મુક્તછે આ શાંભલ મનોરસ્વામીના પદ શ્રીગીતાજીને અનુસાર શ્રીકૃશનના વાકયછે તે શાભળી

ગરબી

સુણો કૃષ્ણતણી વાંણુછે પ્રમાંણરે તાણુ પડી મેલીરે ॥
ભજો ચૈતન અખંડ તજો સર્વ વિષય કામના ઘેલીરે ॥ ૧ ॥
શોક દુઃખ થાયે સુખેથી આનંદરે, મનમાં ન આણેરે ॥
રાગ દ્વેષ બીહીક વેહેમ કાંમ ક્રોધરે, શત્રુ કરી જાણેરે ॥ ૨ ॥
અષ્ટ દ્રષ્ટ શુભા શુભ કેરે વેણરે, કોઇને ન કેજોરે ॥
સર્વ લોકસું પ્રીતિ નહી વેરરે, સાક્ષી જેવા રેજોરે ॥ ૩ ॥
સર્વ ઇંદ્રીયોને કર્મ તણી પેરરે, નિજ વશ કીજેરે ॥

સર્વે વિષયોનેવિષ રૂપ ગણી. કોઇને ન આંબી જાવા દીજેરે ॥ ૪ ॥
સુખ દુખ થકી ઇંદ્રિયો મંદ થયારે, પણ રહે પ્રીતિરે ॥
બ્રહ્મ લહે નહે વિષય તણી પ્રીતરે, તેણે ઇદ્રિ જીતિરે ॥ ૫ ॥
સાધન ટાણે પણ ઇંદ્રિયો બલવંતરે, મનજાયે તાણીરે ॥
તેહેને જીતિ લહે આતમા તે શૂરરે, અન્ય ભરે પાણીરે ॥ ૬ ॥
વિષય સાંભરતા થાય તેનો સંગરે, તેથી કામ જાગેરે ॥
તેથી ક્રોધ તેથી મોહ તેથી બુદ્દી તણી સમઝણ ભાગેરે ॥ ૭ ॥
માટે કરે વિષય તજી રાગ દ્વેષરે નિજ મન જીતેરે ॥
નિત્યે ધરે બ્રહ્મધ્યાન તજી માનરે પ્રીતિ તણી રીતેરે ॥ ૮ ॥
સચ્ચિદાનંદ બ્રહ્મ સાક્ષાતરે, જે જન જાણેરે ॥
તેહેના જાય દુઃખ દોષ થાય મુક્ત રે આનંદ મોજ માણેરે ॥ ૯ ॥

સમાપ્ત.

## એક માહાનપુરશે આ ગ્રંથ છાપવામા પઇ-
## શાની મદદ કરી તેને માન પતર
## તેણે પોતાનો નામ પ્રશીદ્દ કીધોનથી

### કવિત મનહાર

પરમ ઉદાર દિલદાર, ધીર ધાર વીર
ઊત્તમ વિચારવાન, એવોતો દેખાડીદે.
ભૂમી ખોડી ખોડી, દેખ્યા દેશ ડોળી ડોળી સાંજા;

જગને વિષોડી કાતો, પાતાળથી પાડિદે
સરસે સહુનાં કાજ, રીઝશે જગનો રાજ
એકાદાતો આવે સમે, આભથી ઊતારીદે
સુઘડ સનેહી સેઠ, શુધ સતવાદી શુર
શકળ શુધારેકોના શાથી ઓમા કાઢિદે.— ૧
જૂથા જોજે રૂડો ગ્રંથ, જુજવા કુટિલ પંથ
પોતાના અજાણુ મંત્ર રાશ ધુસ્ત આણુવા
અંતરમાં રાખી હામ, ઊમેદથી કીધૂ કામ,
જસચ્ચાલ્યો ગામોગામ, નામને પ્રમાણુવા.
પૂરશે પ્રભૂ ઊમેદ, પાપીઓ પામશે ખેદ
ફુટીજસે જુડો ભેદ જુલમનો જાણુવા
બાટીઆનો વડોભાણુ, ગુણુની અમૂલ ખાણુ
એવોતો શૂરો સુજાણુ જાણ્યોન પ્રમાણુવા— ૨
વોમા પડ્યા વ્હેમીજન, પ્રેમમાં થયા મગન
સોપી બેઠા તન મન ફુટીપડ્યા તાનમાં
ગોદડાનુ કીધૂં વ્હાણ માય બેઠા બડ જાણુ
માલમ અતી અજાણુ આધળો સુખાણુમાં
વ્હેમીન વિચારે વાત ઉપર અંધારી રાત
ફુટી વરસાદ આવી પડ્યા તે તોફાનમાં
દીર્ઘ વિચાર વણુ, કોને એવી દાઝઆવે
ડુબતાં ઊધારી તેને, લાવે શુધ સાનમાં— ૩
ઊરમા ધરી ગુમાન ઊમેદથી કાડે ધામ

સહુના સુધારે કામ, હરનિશ નેહથી
પ્રાણિ ઓને પીડતેની એને મન ચીડ તેથી
તાકી માર્ગો વીર સનમાર્ગ સનેહથી
પંખિયોના ફૂલ્યાંઝાડ પુણ્યના પ્રમાણુપહાડ
દિલના ઉદાર દિઠા દેહધારી દેહથી
ભીમજી નો ભાવ તેવી ઉતમ ભલાઈ તેની
પાધરો ગરંથ થયો એણી પેર મેહથી ૪

## આરતી.

જય સંતન સુખ કર્તા, મુનિવર વર વર્તા મુનિ૦
ઘટ ઘટ ગુપ્ત વિચરતા, જગત ઉદર ભર્તા—જયદેવ. જયદેવ ૧
આદી અંત વખાણું, મધ્ય તને જાણું
સર્વ સ્તળ તુજ થાણું અનુ ભવ પર માણું—જયદેવ જયદેવ ૨
ત્રાહિ ત્રાહિ જગ ત્રાતા, તૂજન પિતુ માતા.
પરમેશ્વર પ્રખ્યાતા, હર સંકટ થાંતા—જયદેવ જયદેવ ૩
અગનિત ગુણ નરનારી, અહિ હુજ્જત ભારી
અનરથ ધર્મ વિચારી, ભૂલ્યા ભવ બ્હારી—જયદેવ જયદેવ ૪
જન ભૂલ્યા બહુ ભર્મે, અથડાયા ધર્મે;
કર્મી પડ્યા કુકર્મે, માને નહિ મર્મે.—જયદેવ જયદેવ ૫
જુગતી જોઈ ફસાયા, બહુ શાણા ડાહ્યા
લાગી જડની માયા, બેઠા દ્રઢ પાયા.—જયદેવ જયદેવ ૬

ભર્મ પડયા નવ ભાડે, કશિ કાંઢા ચાઢે
દંભ વિષયથી લાડે, ધીક ધરમ પાડે.—જયદેવ જયદેવ ૭
એકલ તર્કી તાણે, પરની નવ જાણે
ગુણ અવગુણ ન પ્રમાણે, પથિંની મત તાણે—જયદેવ જયદેવ ૮
અગણિત લોક ભીખારી, વ્હેમે મતિ મારી
અનુભવ લેન વિચારી, કરે મારામારી—જયદેવ જયદેવ ૯
એ ઇંછા નહી તારી, જગના ઉપકારી
ધર્મ ઠગો કળિ કાળિ, આપે દુખ ભારી—જયદેવ જયદેવ ૧૦
લોભી લાલ ઠગારા, દિલ લાલચ ધારા
અતિ અનરથ ના ભારા, કપટી કુળ કારા—જયદેવ જયદેવ ૧૧
સત મારગ વિસરાવ્યા, અન કહી ભરમાવ્યા;
લાગ પછેતે ફાવ્યા, બહુ મરડી દાબ્યા—જયદેવ જયદેવ ૧૨
જીનમદ સકલ ઉથાપી, અદ્વૈત ગુરૂ થાપી;
બોધ સુધા રસ માપી, નિજ જન દે આપી—જયદેવ જયદેવ ૧૩
સત મારગ સમજાવી, અંત ભરમ ટારી
શાધન શિદય વતાવી, શદ્ વેમો બારી—જયદેવ જયદેવ ૧૪
ગ્રંથ રચ્યો ગુણકારી, શુ ધ અનુ ભવ સારી
રંચન જુકતી ઉચારી. સમજો નરનારી—જયદેવ જયદેવ ૧૫
છંદરચ્યા વિશ્રામે. શહુ શજન કામે
ચીધ્યા આતમ રામે. ભીમાને નામે— ૧૬

# શુધીપત્ર.

—— ० ——

| પૃશ્ટ | કીઆપદમા | અશુધ | શુધ |
|---|---|---|---|
| ૨ | ત્રભંગી | સ્તન | રતન |
| ૫ | ધ્રુપદ | આ | આં |
| ૬ | ० | નિરર્ગુન | નિર્ગુન |
| ૧૦ | જુલનાછંદ | ગિરિશિખને | ગિરિશિખરને |
| ૧૧ | હંશાળછંદ | હશાગછંદ | હંશાળછંદ |
| ૧૨ | ० | કૃશ્ણા | કૃશ્ણ |
| ० | છંદતોટક | છંદતોટકો | છંદતોટક |
| ૧૩ | ० | ફુલવાડી | ફુલવાડી |
| ૧૪ | પદ | મામરાજો | મારાજો |
| ૧૫ | દોહરો | જોઈરૂપ | જોઇરૂપ |
| ૨૧ | દોહરો | ગર્વધા | ગર્વનધાર |
| ० | ગદ | વેદત | વેદાંત |
| ૨૨ | શવૈઆ | ० | શવૈઆ |
| ० | ० | આનદ | આનંદ |
| ० | ० | નિરમશુધ | નિરમળશુધ |
| ૨૩ | કવીતમનહર | પરવ્રત | પરદ્રવ્ય |
| ० | ० | એવોગુડો | એવાગુડો |
| ० | ० | હુટતા | લુટતા |
| ૨૯ | દોહરો | એકગ્ર | એકાગ્ર |
| ૩૦ | ગરબી | મોક્ષા | મોક્ષ |
| ૩૫ | ગરબી | તણવા | તાણવા |
| ૩૬ | ० | તમેતનજો | તમેતર્તતજો |
| ૪૧ | ઉદ્યોતછંદ | ચિંતતુ | ચિતતું |
| ૪૩ | ચોપાઇ | નિધ્યા | નિંધ્યા |
| ૪૪ | ત્રભંગીછંદ | ૨ | રા |
| ૪૫ | ० | જમનમારા | જમનામારા |
| ૪૬ | ગરબી | ય | યા |

# પ્રશતાવના

**આજે પ્રથ્વીમાં,**—મોટામા, મોટું પાપ વિશ્વાશ ગાતછે તેથી કહેલછે કે વિશ્વાશ ગાતીને મ્હાપાપી એમતો આપણે બધા માણશો, શમજી શકશુ, પણ કેટલાએક પુરશો મંદગ્ના-ની થાયેછે, તેછતું જાણેછે પણ, તેની આંખ ,ઉગડતીનથી જુઓભાઇયો આ શંશારમાં આપણને ગુરૂ કરવાતે શાવાસ્તે કરવા કે તેઓ દ્વારા તમાંમ શાસ્ત્રનો અદ્યયન કરવો તેથી પરમાત્માં તે શું પદારથછે તે શમજાય અનેતે શમજ્યા તારે દેહ અ-ભ્યાશકરવો દેહ અભ્યાશ એટલે દેહ કોનીછે એંનો બંદાણ શાથી-છે એદેહમાં શું પદારથો ભર્યાછે ઇત્યાદી શમજાએ તારે મનનો જે મોહછે તે નાશ પામીજાય અને મ્હોગઓ તારે ઇંદ્રીઓ પોતાની મેળે શાંત થઇજાય વ્રતીદ્રડ થાય મનની હંતા મમતા જાય તારે તેને શ્ચીદાનંદ સ્વરૂપનો લક્ષપડે તારેજ તે જીવન મુકતથાય એવાગુણોથી જેઓ શિશ્યોને જીવન મુકતકરેછે [ તેનોજ નામગુરૂ શાસ્ત્રમા કહેલછે બાકી આજના લોકોતો ઉંદરના જેમ મોડામા મોડો દોડીઓ ખાવા સારૂ શકંજામા, આવતા વાર, નથી લગાડતા પણ ગુરૂતે શા વાશતે કરવા તેમાશુંગુણછે ઇત્યાદી વિચાર કરવામાજ મોટો પાપ શમજી પોતાના ભવની હાણી કરેછે તેઓ બીચારા પોતાનો વીચાર કરવાને શમરથ થાસે તે શારૂ પર-મેસ્વરની સ્તુતીકરી આગ્રંથ રચવા મે દુરસ્ત વીચાર્યો આગ્રં-થ ગણોજ ઉતાવ્બરો છાંપવામા આવ્યોછે વાશતે કોઇ કોઇ ઠેકાણે નજર ચુક થયેલછે તે પાછલ શુધીપત્ર દાંદેલછે વાશતે શુજ્ઞ જનોએ શમજીને વાચવો.

શંવત ૧૯૨૯ પોશ વધ (૨ બુધે

# અનુક્રમણીકા


| છંદનામ | કવીતાનુમથાકુ | પૃષ્ટ |
|---|---|---|
| શાર્દૂલવક્રડિતવ્રત | આરાધુ | ૧ |
| ત્રભંગીછંદ | તેગુરૂપદ | ૩ |
| ધ્રુપદ | અજરઅમર | ૫ |
| હરીગીત | ઉજ્જેણનગરી | ૮ |
| જુલના | ઉગીઓભાણ | ૧૦ |
| હંશાળ | જોઇજાંઓથઓ | ૧૧ |
| તોટક | મુનીઆશ્રમ | ૧૨ |
| પદ | મારાજોગીજી | ૧૪ |
| દેશી...૬ | જાગ્યાજાગ્યા | ૧૫ |
| દેશીગોડીરાગમા | જુલમજો | ૧૭ |
| પદ | ઓલખઆતમરામ | ૧૮ |
| ભુજંગી | હરીજોકદાપી | ૨૦ |
| શવૈઆ | આનંદમઘ | ૨૨ |
| કવીતમનહર | જેનેમાથે | ૦ |
| પદ | પ્રભુતને | ૨૪ |
| પદ રાગશારંગ | મારાજોગીજીહોરાજ | ૨૮ |
| ગરબી | અજ્ઞાનીજીવડા | ૨૯ |
| પદ | જોજોજોજોરેઉદમતીજનઅપાર | ૩૦ |
| ગરબી | ગરવીલાલોક | ૩૫ |
| શલોક. ૨ | ગુરોરપ્ય<br>તજ્જેત્ધર્મ | ૩૭ |
| ઉદ્યોતછંદ | જડતાજીવપણુનીમુક | ૪૦ |
| ચોપાઇ | તેશહુશાચુંશર્બમારાજ | ૪૨ |
| ત્રભંગીછંદ | એગુરૂ | ૪૪ |
| ગરબી | અજ્ઞાની | ૪૫ |
| પદ | અલ્યાનામપામ્યોપણ | ૪૮ |
| પદ | જાંલગી | ૪૯ |
| પદ | મુરખપાપટાલવા | ૫૦ |
| પદ | કપટીપાપઆપતો | ૫૧ |
| ગરબી | જોવાલાવીરા | ૫૫,૫૬ |
| ગરબી | સુણોકૃષ્ણુતણીવાણ | ૫૭ |
| કવિતમનહર | પરમઉદાર | ૫૮ |
| આરતી | જયશંતન | ૬૦ |

# જાહેર ખબર.



## પુસ્તકો ખરીદનાર સાહેબો.

નકલ.

| | |
|---|---|
| ૧૦૦ શેઠ લખમીદાસ ખીમજી. | ૫૦ શેઠ જીવરાજ બાળુ |
| ૨૫ ,, મથુરાદાસ લવજી. | ૬ ,, ગોવરધનદાસ દમાણ. |
| ૫ ,, અમોલખદાસ રૂપજી. | ૪ ,, ભીમજી પર્શોતમ આણંદાણી |
| ૧૦ ,, મુળજી ઠાકરસી. | ૧ ,, હંસરાજ નરશી. |
| ૫ ,, જગનજી ખીમજી. | ૧ ,, દેવકરણ નથુ. |
| ૧૦ ,, કરશનદાસ નેનશી. | ૧ ,, હીરજી દેપકર |

એક ભાટીઆ મહાજનની વંશાવળીનો પ્રાચીન પુસ્તક અમને હાથ ચડયો છે તે શુધ ગુજરાતીમાં સુધારી છપાવીશું તેની કીંમત પાછળથી જાહેર કરવામાં આવશે.

એ પુસ્તકોનો કાપી રાઈટ લીધેલો છે.

એ પુસ્તકો કાળકાદેવીને રસ્તે ડા. કરશનદાસ લીલાધરની દુકાને મળશે.